વચન કહે છે ત્યારે કેટલીક વાર પોતાને માટે 'બંદા' કે 'સેવક' કે એવાં ઉપનામ જે પ્રકારે કલ્પે છે તે પોતે વિદૂષક બન્યાનુ તેને ભાન થયાનુ દર્શાવી આપે છે.

સંસ્કૃત નાટ્યશાસ્ત્રમા 'નાટક' વગેરે દશ પ્રકારના 'રૂપક' (પાત્રના સ્વરૂપ નટદ્વારા દર્શાવનાર દૃશ્ય કાવ્ય ) ગણાવ્યા છે તેમાના એક પ્રકારનું નામ 'પ્રહસન' છે. પ્રહસનમા હાસ્યરસ પ્રધાન હોય છે. તેમા નિંદ્ય જનોનાં કલ્પિત વૃત્તાન્ત, લોકરૂઢ વાર્તાઓ અને દંભયુક્તિઓ આવે છે. એવી કૃતિમા તપસ્વી, સંન્યાસી, બ્રાહ્મણ ઇત્યાદિ વર્ગના ધૃષ્ટ નાયક હોય છે અને, સાથે નીચ પુરુષો સામેલ થાય છે તથા પરિહાસવાળા ભાષણ હોય છે, અથવા તો, વેશ્યાઓ, દાસદાસીઓ, હિજડા, લુચ્ચાઓ લંપટ પુરુષો, અધમ સ્ત્રીઓ ઇત્યાદિ પાત્ર હોય છે, અને, તેમને ઘટે તેવા વેશ, વાચા, ચેષ્ટા વગેરે યોજેલા હોય છે પ્રહસનનુ સ્વરૂપ સંસ્કૃત ગ્રંથોની આ વ્યાખ્યાથી વધારે વિસ્તારવાળું થઇ શકે છે, અને પાત્રોના સંબંધમા અમુક વર્ણ, આશ્રમ, ધંધો કે પ્રવૃત્તિના નિયમની આવશ્યકતા નથી અલબત, કેટલીક કોમના કે કેટલાક ધંધાના માણસોને હાસ્યરસ માટે ખાસ પસંદ કરવાનો રીવાજ વાર્તાઓ અને નાટકોમા હાલ પણ પ્રવર્તે છે, પરંતુ, સંસ્કૃત અલંકારશાસ્ત્રોમા ગણાવેલી નાતો અને પ્રવૃત્તિઓ ઉપરાત બીજી નાતો (કોમો) અને પ્રવૃત્તિઓ પણ હાસ્યરસ માટે પાત્ર પુરા પાડે છે. જેમ હાસ્યરસ વધારે કેળવાય છે અને હાસ્યરસના લેખકવર્ગની શક્તિ વધારે ઉલ્લાસ પામે છે તેમ મનુષ્યજીવનમાથી હાસ્યરસના મૂળ વધારે ને વધારે જડી આવે છે.

હાસ્યરસની કૃતિઓના ઉપર કહેલા પ્રકાર સિવાય વાર્તા, સંવાદ, પ્રસંગવર્ણન, પ્રવાસવર્ણન, દેશવર્ણન સરખી રચનાઓ હાસ્યમય થઈ શકે છે. નિબંધ (essay) ની રચના ગંભીરતાવાળી હોય છે, પરંતુ, તેમા જ્યા જ્યા માનવ અંશ આવતો હોય, અર્થાત્ મનુષ્યના સ્વભાવ, અનુભવ કે વૃત્તાન્તનું કોઈ પ્રકારનુ કથન આવતુ હોય ત્યા ત્યા હાસ્ય-રસનો અવકાશ હોઈ શકે છે. પર્વત કે સમુદ્રના કુદરતી સ્વરૂપ વિશેના

નિબંધમાં હાસ્યરસનું સ્થાન ન હોય, પણ, મનુષ્યવર્તન સાથે સરખામણી કરવાનો કોઈ પ્રસંગ આવે કે મનુષ્યના વિચાર અથવા કૃત્યની સરખામણી કરવાનો પ્રસંગ આવે તો એવા નિબંધમાં પણ હાસ્યરસનું સ્થાન ઉદ્દ્ભૂત થઇ શકે છે.

હાસ્યમય કૃતિ માટે ગદ્ય પેઠે પદ્યનો ઉપયોગ થઇ શકે છે. એવી કૃતિઓનાં ઉપર જે ઉદાહરણ આપ્યાં છે તેમાં કેટલાંકમાં ગદ્ય-રચના છે, અને કેટલાંકમાં પદ્યરચના છે. પદ્યમાં ગદ્ય કરતાં શૈલીની વિશેષ નિયમિતતા હોય છે, અને, પદ્ય કવિતાનું વાહક હોવાથી પદ્યમાં ભાવની ઉચ્ચતા તથા સૌન્દર્ય પ્રદર્શિત કરવાનું સામર્થ્ય રહેલું છે. હાસ્યરસમાં શૈલીની એવી નિયમિતતાની જરૂર હોતી નથી, તેમ જ ભાવની ઉચ્ચતા કે સૌન્દર્યનું સ્થાન હોતું નથી. પરંતુ એ જ કારણથી પદ્ય હાસ્ય સ્પષ્ટ પ્રકટ કરવામાં કેટલીક વાર વિશેષે કરી ઉપયોગી થઇ પડે છે. આકૃતિ અને વસ્તુ વચ્ચેનો—શૈલી અને વક્તવ્ય વચ્ચેનો—વિરોધ પદ્યમય હાસ્યકથનમાં સમાય છે; અને એ વિરોધ હાસ્યમાં રહેલા વિરોધને વધારે તીવ્ર કરે છે.

કવિતાના સ્વરૂપનો ડોળ હાસ્યરસમાં આ રીતે મનોરંજક થાય છે. પરંતુ એ જ વસ્તુસ્થિતિને લીધે કવિતાના પ્રદેશમાં હાસ્યરસનું સ્થાન બહુ ઉતરતું હોય છે. હાસ એ સ્થાયી ભાવ છે અને તેના સાક્ષાત્કારથી હાસ્યરસ નિષ્પન્ન થાય છે, એ ઉપર કહ્યું છે, અને, એટલે અંશે હાસ્યરસ કવિતાના મંડલમાં આવે છે. પરંતુ, કવિતાના બીજા રસમાં આવી ભાવની ઉચ્ચતાનું અને સૌંદર્યનું જે દર્શન થાય છે તે હાસ્યરસમાં થતું નથી, અને, છન્દથી બીજા રસમાં કવિતાનું જે રુચિકર રૂપ થાય છે તે હાસ્યરસમાં થતું નથી. લી. હન્ટ કહે છે, 'નર્મયુક્ત વાક્ચાતુર્ય (wit) તે અતિશય અનિયંત્રિત રૂપનો તરંગ (fancy) છે, અને, ખરી રીતે જોતાં એવા તરંગમાં કવિત્વનો અંશ સહુથી ઓછો હોય છે; અર્થાત વિચારોના જે અર્થ સાધારણ વ્યવહારમાં હોય છે તે ઉપરાંતનો કોઈ અર્થ "વિટ"માં ગ્રહણ થતો નથી. એ વિચારોનું તત્ત્વ "વિટ"માં ગ્રહણ થતું નથી, પરંતુ એ વિચારોને એકઠા કરી માત્ર ચતુરાઇ

દર્શાવવાનો હેતુ "વિટ"મા હોય છે. કવિતામા એ વિચારસંયોગ દાખલ થાય, પરંતુ, કવિતામા એ વિચારસંયોગ ઉન્નતિ પામે છે, તેનું અનિયંત્રિતપણું જતુ રહે છે, અને તેનું રૂપ બદલાઈ જઈ કંઈ શ્રેષ્ઠતાનું દર્શન થાય છે.' (વિટ એન્ડ હ્યુમર.) કવિતા અને હાસ્ય વચ્ચેનો ભેદ દર્શાવતા હેઝલિટ કહે છે, 'કવિતા અથવા કલ્પનાના અન્ત સ્વરૂપમાં વાક્ચાતુર્ય ("વિટ") કરતા ચઢિયાતાપણુ રહેલુ છે તેની એક સાબીતી એ છે કે કવિતા અથવા કલ્પનામા માત્ર શબ્દોના સંયોગને સ્થાન મળતું નથી. એવા સંયોગ કવિતા અથવા કલ્પનામા જ્યા જ્યા આવે ત્યા ત્યા સદૈવ તે દોષરૂપ હોય છે સાનન્દ આશ્ચર્યની કે ઉત્કટ ભાવની ઉત્પત્તિ માટે શબ્દસંયોગ કરતા કાઇ વધારે ભભાર અને તત્ત્વમય વસ્તુની જરૂર હોય છે કલ્પનાની એવી વ્યાખ્યા કરી શકાય કે જે વસ્તુઓ સાધારણ રીતે સરખા સ્વરૂપની હોય અથવા જે વસ્તુઓને આધારે સાધારણ રીતે સરખી લાગણીઓ થતી હોય તે વસ્તુઓમા રહેલું સામાન્ય તત્ત્વ કલ્પના શોધી કહાડે છે, પરન્તુ, "વિટ"નો મુખ્ય ઉદ્દેશ એ હોય છે કે જે વસ્તુઓમા સામાન્ય તત્ત્વ રહેલુ હોવાની ધારણા જ થઇ ન હોય અર્થાત્ જે વસ્તુઓ એક બીજાથી તદ્દન ઉલટી હોય તે વસ્તુઓ વચ્ચે સરખાપણાનો આભાસ શોધી કહાડવો અથવા ઘણુ વાર સરખાપણાની વંચના ઉભી કરવી નર્મયુક્ત વાક્ચાતુર્ય ("વિટ") તથા સમર્મ હાસ્યરસ ("હ્યુમર")ની કવિતા સાથે સરખામણી કરતા અને બન્ને પક્ષના છેક છેડે ગયેલા સ્વરૂપ લેતા એમ કહી શકાય કે "વિટ" અને "હ્યુમર"નો આધાર આપણા આળસ, આપણા અભિમાન, આપણી નિર્બળતા અને આપણી મૂર્ખતા ઉપર રહેલો છે. પરન્તુ, ગંભીર અને ભાવપૂર્ણ કવિતાનો આધાર આપણા સામર્થ્ય, આપણા ચિત્તની ઉદારતા, આપણા સદ્ગુણ અને આપણી જ્ઞાનાનુકંપા ઉપર રહેલો છે.' (લેક્ચર્સ ઑાન ધી ઇંગ્લિશ કૉમિક રાઇટર્સ.)

પ્રાસ (rhyme), અનુપ્રાસ (alliteration), ઝડઝમક, શ્લેષ (pun), ઇત્યાદિ યુક્તિઓ પણ હાસ્યમય રચનાઓમાં ઉપયોગી થાય છે.

'મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઉભેલો,
ગોદડે ગુંથેલો એવો આવે હનુમાનજી;*
કાળા હાથ દારૂવાળા, દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પુંઠે પૂંછડા સમાનજી;
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી;
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી.'

દલપત કાવ્ય.

વિચિત્ર વેશે દોડતા અને દારૂખાનું સળગાવતા હોરાની લંકામાં આગ લગાડતા હનુમાનની સાથે કરેલી આ સરખામણીની હાસ્યજનકતામાં અનુપ્રાસથી અને ઝડઝમકથી ઉમેરો થાય છે, અને, 'હનુમાનજી', 'સમાનજી' અને 'જમાનજી' સાથે પ્રાસ આણવા સારૂ હોરાનું નામ 'સુલેમાનજી' હોવાની કરેલી અટકળ એ સહુને છેડે આવતાં રચનાની હાસ્યમયતા તીવ્ર થઈ ઘણી રમુજ ઉત્પન્ન કરે છે.

દ્વિઅર્થી શબ્દો ગોઠવી શ્લેષ કરવો એ લેખનકળામાં ભૂષણરૂપ હોતું નથી. શ્લેષ એ માત્ર હિકમત છે, અને, જ્યાં વિચારની ઉન્નતિ હોય કે ભાવની ઉંડાઇ હોય ત્યાં હિકમત દાખલ થતી નથી. આ કારણથી, ગંભીર વિચારના ગદ્યલેખમાં કે રસમય કવિતામાં શ્લેષને સ્થાન મળી શકતું નથી. કવિતામાં વાચ્ય અર્થ ઉપરાંત વ્યંગ્ય અર્થ કાંઈ ગૂઢ

* 'એવો આવે હનુમાનજી'ને ઠેકાણે 'એવું આવે અનુમાનજી' એવો પાઠ પ્રથમ હોવાનું આ લખનારને સાંભરે છે. પણ, તે વિશે ખાતરી નથી. છેલ્લી લીટીમાં 'એ હનુમાનજી હશે કે મુલ્લાં સુલેમાનજી હશે' એવો સંદેહ મુકયાથી જે ખુબી આવે છે તે 'એવો આવે હનુમાનજી' એવું નિશ્ચયાર્થ રૂપક અહીં મુકયાથી ઘટી જાય છે. રૂપક અલંકારથી અભેદ દર્શાવ્યા પછી સંદેહ અલંકાર શોભતો નથી, 'એવું આવે અનુમાનજી' એવો પાઠ હોય તો સંદેહની એ ખુબી જળવાય.

રહેલો હોય ત્યારે કવિતા ખુબીવાળી હોય છે, તે ઉપરથી, કેટલાક લેખકો એના એ શબ્દના બે વાચ્ય અર્થ હોય તો ખુબી આવે એમ ભ્રાન્તિથી માની લઈ શ્લેષની રચના કરે છે. પરંતુ, શ્લેષથી થતો બીજો અર્થ તે વ્યંગ્ય અર્થ હોતો નથી, અને શ્લેષથી કવિતામાં અપકર્ષ જ થાય છે. સત્યના અને સૌન્દર્યના દર્શનમાં ગુંથાયેલું ચિત્ત દ્વિઅર્થીપણાની જાદુગીરી તરફ વળતું નથી. શેક્સપીઅરના સમયમાં ઇંગ્રેજી સાહિત્યમાં શ્લેષનો પ્રચાર હતો તેને લીધે શેક્સપીઅરના ગ્રન્થોમાં પણ શ્લેષ દાખલ થયેલા નજરે પડે છે. પરંતુ, એ સંબંધે જર્વાઇનસ કહે છે, ' (શેક્સપીઅરે નિર્મેલા પાત્રોમા)માત્ર અમુક જાતના માણસો જ વાક્ચાતુર્ય અને શ્લેષનો વ્યવહાર કરે છે, અને જો એમ કહેવામાં આવતુ હોય કે શ્લેષ તે મૃગતૃષ્ણિકા છે અને તેની પાછળ જનાર કવિને તે રેતીના ખાડામા જ ઉતારે છે તો એ સ્થિતિ એવા શ્લેષ કરનાર પાત્રોની છે, પણ, શેક્સપીઅરની નથી. શેક્સપીઅર તો કહે છે કે "વસ્તુની અવગણના કરી શબ્દની હિકમત કરનારા મૂર્ખ હોય છે," અને એ મતનો સ્વીકાર કરનારા કોઇએ મૃગતૃષ્ણિકાથી ભુલાવામા પડે તેમ નથી' (શેક્સપીઅર કોમેનટરીઝ)

વિચારની ગંભીરતાના અને રસની ગાઢતાના પ્રસંગો હોય ત્યા શ્લેષનો અવકાશ હોતો નથી, પણ, લઘુભાર ( light ) મનોવૃત્તિનો પ્રસંગ હોય ત્યા શ્લેષનો અવકાશ હોઈ શકે છે, તેથી, હાસ્યરસમા શ્લેષને સ્થાન મળે છે. શ્લેષથી માત્ર વાક્ચાતુર્યનો વ્યવહાર થઈ શકે છે, એક શબ્દના થતા બે અર્થની બેળમેળ અને ભુલભુલામણી થઈ શકે છે, પણ કોઈ અવસ્થામા ઉંડું રહેલુ હાસ્યમય અર્થ દર્શાવવાનુ કાર્ય શ્લેષથી થઇ શકતુ નથી; તેથી, શ્લેષનો ઉપયોગ 'વિટ' માં થઈ શકે છે, 'હ્યુમર'મા થઇ શકતો નથી. શ્લેષનું વાક્ચાતુર્ય પણ સાધારણ પ્રકારનું હોય છે, વાક્ચાતુર્ય યોજનાર શબ્દનુ દ્વિઅર્થીપણુ નવું બનાવતો નથી, તે માત્ર દ્વિઅર્થીપણાનો પ્રસંગ આણે છે; અને, શબ્દના અર્થોનો વિરોધ વસ્તુસ્થિતિઓના વિરોધ જેટલો લાભો ટકતો

નથી તેથી દ્વિઅર્થીપણાના વિરોધથી થયેલું આશ્ચર્ય થોડી વારમાં શમી જાય છે. એક શબ્દના બે અર્થ હોવાથી ખરી રીતે બે જુદા જુદા અર્થવાળા જુદા જુદા પદાર્થ છે એ ભાન થતાં વિરોધનો ચમત્કાર જતો રહે છે. શ્લેષનું ચાતુર્ય આવું સાધારણ હોવાથી એડિસન શ્લેષને false wit (‘ ખોટું વાક્ચાતુર્ય ’) કહે છે, અને, તે એવો નિયમ સૂચવે છે કે અમુક ‘ વિટ ’ વાળી ઉક્તિની પરીક્ષા કરવા સારૂ તે ઉક્તિનો બીજી ભાષામાં તરજુમો કરવો અને જો તરજુમો કર્યા પછી તે ઉક્તિમાંનું ચાતુર્ય કાયમ રહે તો તેમાં ખરૂં ‘વિટ’ છે એમ સમજવું. અને, જો તરજુમો કર્યા પછી તે ઉક્તિમાંનું ચાતુર્ય જતું રહેલું માલમ પડે તો તેમાં માત્ર શ્લેષ છે એમ સમજવું. (સ્પેક્ટેટર, અંક ૬૧.) શબ્દનું દ્વિઅર્થીપણું નિત્યના વ્યવહારમાં અને વાતચીતમાં જાણીતું થયેલું ન હોય પણ કંઈક અપરિચિત હોઈ એકાએક દૃષ્ટિ આગળ આવે અને વિચિત્રતાથી આશ્ચર્ય પમાડે ત્યારે શ્લેષથી વિનોદ ઉત્પન્ન થઇ શકે છે. નાનાં છોકરાં રમત રમતાં કહે છે કે ‘ આપણે ઉજાણી ગયાં ત્યાં પવન આવ્યો ને બધું ઉડી ગયું; તેમાં મારાં મરચાં ગયાં ને તારાં મરી ગયાં; ’ એમાં ‘મરી ’ શબ્દથી થતો શ્લેષ (“ તારાં મરી ઉડી ગયાં ” અને “ તારાં સગાંવહાલાં મરી ગયાં ” ) એટલો પ્રાકૃત અને સાધારણ છે કે તેથી વાક્ચાતુર્યનો વિનોદ થતો નથી. પરંતુ,

> ‘ જળદ જગતમાં મેઘ છે, ફળદ બાગનો ફાલ;
> પણ નિર્બળ નર નારનો, બળદ ભોજ ભૂપાળ.’
>
> દલપત કાવ્ય.

એ ઉક્તિમાં ‘ બળદ ’ શબ્દનો શ્લેષ (“ બળ આપનાર ” અને “બળદ જનાવર ” ) રહેલો છે તે ગોઠવવાનું વાક્ચાતુર્ય સમજાતાં વિનોદ ઉત્પન્ન થાય છે.

વસ્તુઓ, સ્થિતિઓ અને પ્રસંગોમાં રહેલી વિલક્ષણતા બહાર આણી હાસ્ય ઉપજાવવાનો મનોવ્યાપાર તે તર્કવ્યાપાર (judgment)

નથી. મનોરંજનના એ પ્રયાસમા લઘુભાર ( light ) ભાવવ્યાપાર રહેલો છે. દલીલ અને અનુમાનનો તેમા સમાવેશ થતો નથી. હેઝલિટ કહે છે કે હૉબ્સ અને લૉક સરખાપણાના નિરીક્ષણને 'વિટ' કહે છે તથા ભિન્નતાના નિરીક્ષણને તર્કવ્યાપાર કહે છે તે ભૂલ છે. 'વિટ'-મા પણ સરખાપણુ તથા ભિન્નતા બન્ને સાથેનો વ્યવહાર હોય છે. 'હર્મ્સ'ના કર્તા હૅરિસે દર્શાવ્યુ છે કે "લૉકની આ વ્યાખ્યા ખરી હોય તો કાટખુણાવાળા ત્રિકોણના ત્રણ ખુણા એ કાટખુણાની બરોબર હોય છે એ સાબીત કરવુ તે તર્કવ્યાપાર કે બુદ્ધિવ્યાપાર નહિ પણ 'વિટ' કહેવાય, અને, યુક્લિડનો ભૂમિતિનો ગ્રન્થ તે વાક્ચાતુર્યસંગ્રહ કહેવાય" યુક્તિ અથવા દલીલ અને 'વિટ' વચ્ચે ફેર એ છે કે 'વિટ' વસ્તુઓમાથી એવો આકસ્મિક અને એકપક્ષી સંજોગ શોધી કહાડે છે કે તેને વસ્તુઓના સ્વરૂપ સાથે સંબંધ હોતો નથી, અથવા બીજુ કંઈ નહિ તો, એવા સંજોગનો વસ્તુઓના સ્વરૂપ સાથે આવશ્યક સંબંધ પ્રસ્તુત હોતો નથી, અને શ્લેષ, સમસ્યા, અનુપ્રાસ વગેરે સરખા શબ્દોની રમતથી અથવા અપ્રામાણિક તરંગથી વસ્તુઓ વચ્ચે દેખાતું સરખાપણુ 'વિટ' બલાત્કારે ઉભુ કરે છે. આવા બધા પ્રસંગમા હાસ્યમય સામ્યથી વિનોદ થાય છે ( લેક્ચર્સ ઑન ધી ઇંગ્લિશ કૉમિક રાઇટર્સ. ) ઉપર કહ્યું છે તેમ ઇંગ્રેજી ભાષામા 'વિટ' શબ્દનો મૂળ અર્થ 'બુદ્ધિ' હોવાથી તે વ્યુત્પત્તિની રેખાઓ 'વિટ'-ના વર્તમાન અર્થની વ્યાખ્યામા પણ દાખલ થાય છે. હૉબ્સ અને લૉકની વ્યાખ્યાઓમા જે વાધા ભરેલો અંશ રહેલો હેઝલિટ દર્શાવે છે તે આ જ કારણથી દાખલ થયો છે. પરંતુ, તર્કવ્યાપાર એ 'વિટ'-થી ( તેમજ 'હ્યુમર'થી ) ભિન્ન છે એ વિશે મતભેદ નથી.

હાસ્યરસમા તર્કવ્યાપાર નથી હોતો, પરંતુ, હાસ્યરસ મનુષ્ય-ચિત્તને પ્રસન્ન કરી સ્વસ્થ રાખે છે, અને એ રીતે તર્કવ્યાપારનું સામર્થ્ય જાળવવામા સહાયભૂત થાય છે, એ સ્થિતિ લક્ષમા રાખવા યોગ્ય છે. અનેક જાતના ભાર નીચે દબાઇ નમી જતા ચિત્તને

હાસ્યરસ એ ભાર ઓછો કરી ઉંચે આવવાની શક્તિ આપે છે. વિષમ પ્રસંગો અને વિપત્તિઓને સમયે પણ સંસારઘટનામાં રહેલું હાસ્યનું મર્મ અનુભવતાં ચિત્તને સંકટોથી પરાભવ ન પામવાનો, વિહ્વલતાને દૂર રાખવાનો, અને દુઃખો ધૈર્યથી સહન કરવાનો પ્રયાસ કરવામાં અનુકૂલતા પ્રાપ્ત થાય છે. દ્વેષ કરનાર અને અન્યાય કરનારની મૂર્ખતા અને હાસ્યપાત્રતા જોઇ વિનોદ મેળવતાં દ્વેષ અને અન્યાયથી થતો ખેદ ઘટી જાય છે. સર્વત્ર હાસ્યનું ઉંડું મર્મ પારખી કહાડવાના અભ્યાસથી તત્ત્વચિંતનની અને સમદર્શિત્વની એવી વૃત્તિ બંધાય છે કે માણસોની ભિંડની વચ્ચે એવા અભ્યાસવાળું ચિત્ત એકાન્તનો અનુભવ કરી શકે છે, અને અમુક આવેશથી ઉશ્કેરાયેલા મંડળના સંગમાં છતાં શાન્ત અને અક્ષુબ્ધ રહી શકે છે. એવા અભ્યાસવાળો મનુષ્ય, પોતે પણ મૂર્ખતાથી વર્તે તો તે મૂર્ખતા હાસ્યપાત્ર થવી જોઇએ એ પ્રતીતિને લીધે, એકદેશીય તથા સંકુચિત વિચારોથી આગળ વધી સાધારણ માણસો કરતાં વધારે ઉદાર અને વધારે નિષ્પક્ષપાતી દૃષ્ટિએ નિરીક્ષણ કરી શકે છે. હાસ્યરસ પારખવાની શક્તિથી એવી સમતોલનની વૃત્તિ પ્રાપ્ત થાય છે કે જીવનના વિવિધ પ્રસંગોનું તાત્પર્ય સાધારણ સમજ ( common sense )ની નજરથી જોતાં આવડે છે, અને, પાંડિત્યદંભમાં, સ્થૂલ દુરાગ્રહમાં તથા નિર્મર્યાદ ઉત્સુકતામાં મગ્ન થતાં અટકવાનું સામર્થ્ય મળે છે. કૃષ્ણના જીવનના આલેખનમાં કવિઓએ પરમ તત્ત્વજ્ઞાન સાથે હાસ્યરસના પ્રસંગો દર્શાવ્યા છે તે હાસ્યરસના આ સમસ્ત પ્રયોજનને લીધે. ઇસુ ખ્રિસ્તનાં વચનોનો અભ્યાસ કરતાં તેમાં ' હ્યુમર ' રહેલો જણાઇ આવે છે એમ દર્શાવી ટી. આર. ગ્લોવર કહે છે, ' " હ્યુમર "નું સહુથી ઉચ્ચ સ્વરૂપ મનની અન્તઃશાન્ત સ્થિતિ દર્શાવે છે; તે સ્થિતિ એવી હોય છે કે જીવનમાં વિરોધ કે વિપક્ષતા બંધ ન થયા છતાં એ વિરોધ અને વિપક્ષતાથી કર્કશતાની ઉત્પત્તિ થતી બંધ પડી હોય છે. એ સ્થિતિમાં મન એ વિરોધ અને વિપક્ષતા જરૂરનાં અને સહેતુક છે એમ માની

તેમનો સ્વીકાર કરી લે છે. એ વિરોધ અને વિપક્ષતાથી ઉંચે જઈ તે પર દૃષ્ટિ કરતા તે જીવનને રુચિકર કરે છે એમ મન એવી સ્થિતિમા માની લે છે. પ્લેટો જેને “જીવનનુ આખુ કરૂણરસમય અને હાસ્યરસમય નાટક” કહે છે તે જોવાની શક્તિ તે–તેના એ બે અંગ એક બીજામા ઓતપ્રોત થયેલા જોવાની શક્તિ–તે “હ્યુમર” છે’ (ધિ કૉનફ્લિક્ટ ઑફ રિલિજીઅન્સ ઇન ધિ રોમન એમ્પાયર–એ ગ્રન્થમાનુ જીસસ ઑફ નેઝેરથ વિશેનુ પ્રકરણ.) નાટકની રંગ-ભૂમિ ઉપર પ્રકટ થતા કરુણરસમા, તેમ જ, મનુષ્યજીવનમા પ્રકટ થતા કરુણરસમા પણ હાસ્યરસનુ મર્મ રહેલુ છે એ સાક્ષાત્કારથી કરુણનુ કરુણત્વ જતુ રહેતુ નથી, પણ કરુણથી પડતી ગુચ છોડવાની કુંચી એ સાક્ષાત્કારથી જડે છે બીજા બધા રસમા પણ જ્યા ગુચ પડે છે ત્યા હાસ્યનુ મર્મ હાથ આવતા એ ગુચ છોડવાની કુંચી હાથ આવે છે.

હાસ્યરસની આ પ્રમાણે મીમાસા કર્યા પછી ગુજરાતી સાહિત્ય તરફ નજર કરી જોઇશુ કે તેમા હાસ્યરસ પ્રકટ થયેલો છે કે કેમ એ દૃષ્ટિપાતને પરિણામે કબુલ કરવુ પડશે કે ગુજરાતના સાહિત્યમા હાસ્યરસ બહુ જ થોડો છે, લગભગ નહિ જેટલો છે અલબત્ત, એનુ એક કારણ એ છે કે ગુજરાતના અર્થાત્ પાધર ગુજરાતના–સુરતથી પાટણ સુધીના ગુજરાતના–લોકો વિચક્ષણ, વ્યવહારકુશળ, ડાહ્યા અને વેપારમા માર્મિક છે પણ, હાસ્યવૃત્તિમા કંઈક ભોળા છે કાઠીઆવાડીઓ “ઑય માળોઓઓઅ” જે લહેકાથી કહે છે તેટલુ હાસ્યભર્યુ વાક્ચાતુર્ય પણ તળ ગુજરાતીઓની વાણીમા નજરે પડતુ નથી તેમનુ સાહિત્ય તેમની વૃત્તિઓ પ્રમાણે હોય એ સ્વાભાવિક છે

જુના ગુજરાતી સાહિત્યમા હાસ્યરસનું સેવન ફક્ત પ્રેમાનન્દે કર્યું છે પ્રેમાનન્દનુ હાસ્ય ઠાવકું હતુ તેની કૃતિઓ વાક્ચાતુર્યથી ઉછળતી નથી વિનોદમય પ્રસંગો આવતા હાસ્યમર્મ શોધી કહાડી તે, ધીરે ધીરે પ્રદર્શિત કરવુ એ તેની શૈલી છે. સાધારણ દૃષ્ટિએ સં

જણાતા પ્રસંગોમાંથી પણ તેને હાસ્યમૂલ જડી આવે છે. સ્ત્રીઓની હાસ્યશક્તિ તેણે ઘણી વાર મનોહર રીતે દર્શાવી છે. 'મામેરા'માં પ્રેમાનન્દે નાગર સ્ત્રીઓને નરસિંહ મહેતાના દારિદ્રયની ટોળ કરતી વર્ણવી છે. 'માંધાતાખ્યાન'માં તપોવનની યજ્ઞશાળામાંનું અભિમંત્રિત જળ ભૂલમાં પીતાં ગર્ભવંત થયેલા યુવનાશ્વ રાજાનું વૃત્તાન્ત વર્ણવતાં પ્રેમાનન્દે રાણીઓને અને નગરની નારીઓને રાજાના ગર્ભની મશ્કરી કરતી વર્ણવી છે.

જુના સમયમાં બીજા કોઇ લેખકો હાસ્યસેવી થયા નથી. હાસ્યરસવાળા નાટ્યપ્રસંગો 'ભવાઇ સંગ્રહ' માં જોવામાં આવે છે; તેના કર્તા કોણ હતા તે જડી શકે તેમ નથી, પણ, એ સાહિત્ય ભવાઈઓની રંગભૂમિ ઉપર જ ઉત્પન્ન થયું હતું અને વિદ્વાન્ ગ્રન્થકારોનો તેમાં કાંઈ હાથ નહોતો એ નિઃસંદેહ છે. એ કારણથી, હાસ્યરસનું એ સાહિત્ય શિષ્ટતા વગરનું રહ્યું છે; અને, તેની અસર સામાન્ય સાહિત્ય પર થઈ નથી. હાસ્યરસ ખીલવનારની પણ નાત થઇ ગઈ. ભાંડ ભવૈયા સિવાય બીજા હાસ્યરસનો વ્યવહાર કરનારા ન રહ્યા, અને તેથી, તેનો વિસ્તાર કે વિકાસ થયો નહિં.

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના આલેખનનો આરંભ કરનાર કવિ દલપતરામ છે. તેમની કૃતિઓમાં નર્મયુક્ત વાક્ચાતુર્ય છે તેમ જ સમર્મ હાસ્યરસ છે. તેમણે પ્રદર્શિત કરેલો સમર્મ હાસ્યરસ ઘણો ખરો છુટક પ્રસંગોમાં છે, અને, મનુષ્યસ્વભાવના કે જનસમાજના મ્હોટા પ્રશ્નોનું પૃથક્કરણ કરી તેમાંથી હાસ્યરસ શોધી કહાડવાનો પ્રયાસ તેમણે કર્યો નથી. તોપણ ગુજરાતી ભાષામાં તેમણે ખીલવેલો હાસ્યરસ હમેશ રુચિકર રહેશે. તેમના લેખમાંથી કેટલાંક ઉદાહરણ ઉપર આપ્યાં છે.

કવિ નર્મદાશંકરની કૃતિમાં હાસ્યરસ છે જ નહિં. તેમને હાસ્યરસની પરીક્ષા બિલકુલ હતી નહિં. તેમના મિત્ર રા. નવલરામને તેમની કલ્પનાશકિતનો પૂર્ણ પરિચય હતો, અને નવલરામે રચેલા, ભટનાં

બોપાળા'મા અસંભવિતપણાનો દોષ છે અને હાસ્યરસ છે જ નહિ એવો અભિપ્રાય નર્મદાશંકરે દર્શાવ્યો ત્યારે, નવલરામે તેમને કહ્યુ હતું કે 'કવિ, તમે હાસ્યરસનુ શાસ્ત્ર સમજતા નથી.' ('હાસ્યરસ' વિષે નિબંધ.)

રા. નવલરામને હાસ્યરસની કુશળ પરીક્ષા હતી તેમણે રચેલું 'ભટનુ ભોપાળુ' મોલિયરના 'મૉક ડૉક્ટર' નામના ગ્રન્થનો અનુવાદ છે. તોપણ, તેમા તેમની સ્વતઃકલ્પિત હાસ્યરચના ઘણી છે.

આ સિવાય રા. મા. મહીપતરામ કૃત 'માસુ વહુની લડાઈ,' 'વનરાજ ચાવડો' અને 'સધરા જેશંગ,' રા. બ. હરગોવિંદદાસ કૃત 'અંધેરી નગરીનો ગર્ધવસેન,' મિ. જહાંગીર અરદેશર તાલેયારખાં કૃત 'મુગ્ધા અને કુલીન,' (અપ્રસિદ્ધ લેખક કૃત) 'પટેલ પોથી,' એ ગ્રન્થોમા હાસ્યરસનું પ્રસંગોપાત્ત આલેખન છે. 'દેશમિત્ર'ના મર્હૂમ અધિપતિ રા. મંછારામ ઘેલાભાઈ કૃત 'મૂર્ખો' અને ચતુરસિંહ' એ બે કથાઓ હાસ્યના પ્રસંગોથી બનેલી છે, પરંતુ, તેમા ખામી એ છે કે ઠેકાણે ઠેકાણે હાસ્યરસ ખુટયો છે અને કૃત્રિમતા દાખલ થઈ છે.

રા. ગણેશજી જેઠાભાઈએ પ્રસિદ્ધ કરેલા 'કૌતકમાળા અને બોધવચન' નામના વાર્તાસંગ્રહમા ઠેકાણે ઠેકાણે હાસ્યરસના પ્રસંગો છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યના આરંભ પછી કેટલાક સમય સુધી નાટકો લખાતા ત્યારે નાટકમા આવતા વિદૂષકના મુખમા હાસ્યવચનો મુકવાનો પ્રયત્ન થતો, પણ, એવી કોઈ કૃતિમા હાસ્યરસ જામ્યો નથી. સંસ્કૃત નાટકોમાના વિદૂષક અને ભવાઈઓમાના રંગલા દ્વારા હાસ્યરસની પ્રથા જળવાઈ છે એટલો લાભ હાસ્યરસ માટે એક જુદું પાત્ર નક્કી કરવાથી થયો છે. પરંતુ, એ પાત્ર સિવાય અન્યત્ર પણ હાસ્યરસનો અવકાશ છે એ વાત લક્ષમા ન રાખ્યાથી હાસ્યરસનો વિકાસ થતો અટકે છે, તેમ જ, એ પાત્રને હલકી ઠઠ્ઠાબાજી માટે ઉપયોગમા લીધાથી હાસ્યરસના ઉલ્લાસને હાનિ થઇ છે.

રા. નવલરામે ઉપર કહેલા નિબંધમા 'રમુજે દિલપસંદ' અને 'લાલગુલજરંગ' નામે બે પુસ્તકો ગણાવ્યા છે તે હવે પ્રચારમા રહ્યાં

નથી. ફારસી કે ઉરદુપરથી તે ભાષાન્તર રૂપે થયેલાં હશે એમ લાગે છે. એ નિબંધમાં બીરબલની વાતો અને લૌવાની મજાકોનો નિર્દેશ કર્યો છે; અને, એ પ્રસંગોના સંગ્રહ પણ પ્રસિદ્ધ થયા છે. એ પુસ્તકોમાં વાક્ચાતુર્યનું દર્શન કરાવેલું છેઃ અલબત, બીરબલને વિદૂષક રૂપે અને અકબરને મૂર્ખ રૂપે વર્ણવનારી વાતોમાં ઐતિહાસિક સત્ય રહેલું નથી.

પારસી લેખકોએ હાસ્યરસનું સાહિત્ય વધારવામાં કિંમતી મદદ કરી છે. અલબત્ત, તેમનાં એ વિષયનાં પુસ્તકો 'વિટ' નાં છે, 'હ્યુમર' નાં નથી, તોપણ, તેમણે ઉત્પન્ન કરેલું એ સાહિત્ય મનોરંજક છે અને તેનો જથો વધતો જાય છે. મિ. જહાંગીર બહેરામજી મર્ઝબાને રચેલાં 'કૌતુક સંગ્રહ', 'ખુશ દર્પણ' અને 'ટોચકા સંગ્રહ'નાં પુસ્તકો રમુજ અને વિનોદથી ભરેલાં છે. ચાર્લ્સ ડિકન્સ કૃત પ્રખ્યાત 'પિકવિક પેપર્સ'નો અનુવાદ 'અક્કલના સમુદર'ના નામથી તેમણે પ્રસિદ્ધ કર્યો છે. 'મોદીખાનેથી માર્સેલ્સ'ના નામથી તેમણે પોતાની યુરોપની મુસાફરીનો હેવાલ પ્રકટ કર્યો છે તેમાં "હ્યુમર" ની છાયા વખતોવખત નજરે પડે છે. તેમણે 'ગપ-સપ' નામે હાસ્યના ઉદ્દેશવાળું પત્ર કહાડવું શરૂ કરેલું તે બહોળો પ્રચાર પામ્યું છે. હાલ તે પત્ર તેમના પુત્ર મિ. પિરોજશાહ ચલાવે છે. તે દર પખવાડીએ નિકળે છે. હિંદુ લેખકો તરફથી ગુજરાતીમાં એવું એકે પત્ર નિકળતું નથી.

કેટલાંક સાપ્તાહિક અને માસિક પત્રોમાં હાસ્યરસને નામે ફકરા પ્રસિદ્ધ કરવામાં આવે છે તે એવા હાસ્યરસશૂન્ય હોય છે કે તેનો પ્રચાર ખરા હાસ્યરસની કદરને નુકસાન કરે છે. તેમાં માત્ર ઉપર કહ્યા તેવા 'વાણીના ગાંડાઈ ભરેલા ચાળા' હોય છે, અને તોછડાઇ, ધૃષ્ટતા, નિંદા, અસત્યકથન, વગેરે કલંકાથી એવા લેખ જેમ જાહેર પત્રોની સંસ્થાને વગોવે છે તેમ હાસ્યની રસિકતાને વગોવે છે. હાસ્ય-રસનો છોડ સ્વચ્છ હવામાં વિકાસ પામી શકે તે સારૂ આવાં ઝેરી અને ઉપદ્રવકારક ઝાંખરાં જડમૂળમાંથી ઉખેડી નાખવાની જરૂર છે.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ માટે બીજા અંગોની સાથે હાસ્યરસના ઉદયની પણ આવશ્યકતા છે. મનુષ્યના ચારિત્ર્યના ઉલ્લાસ માટે જેમ હાસ્યરસની જરૂર છે તેમ મનુષ્યોના વાઙ્ગમયના ઉલ્લાસ માટે પણ હાસ્યરસની જરૂર છે. શેક્સપીઅર વિશેનું યથાર્થ જ્ઞાન તેના હાસ્યરસના જ્ઞાન વિના અપૂર્ણ રહે છે એ દર્શાવતા એડવર્ડ ડાઉન કહે છે, 'જે માણસમાં હાસ્યરસની દૃષ્ટિએ દુનિયાનું નિરીક્ષણ કરવાની શક્તિ રહેલી છે તેનું ચારિત્ર્ય અને તેના આધ્યાત્મિક જીવનનો ઇતિહાસ, જે માણસનો સ્વભાવ એવા ભાવનાઓથી બંધાયો હોય છે કે પ્રસન્નતાથી ઉપજતા હાસ્યની લહેરો તે પર કદી પથરાતી નથી, તેનાથી પ્રત્યેક અંશે અને સર્વથા જુદો હોવો જ જોઇએ ' (શેક્સપીઅર, હિઝ માઇન્ડ એન્ડ આર્ટ.) સાહિત્યમાં પણ આ નિયમ પ્રવર્તે છે. હાસ્યરસ વગરનું સાહિત્ય સૃષ્ટિના અભ્યાસમાં ન્યૂન રહે છે, અને મનુષ્યચિત્તનો પરિપૂર્ણ વિકાસ પ્રકટ કરી શકતું નથી. કેટલાક હાસ્યમીમાંસકોનું માનવું છે કે મનુષ્યમાં હાસ્યની શક્તિ ન હોય તો સમભાવથી અથવા દ્વેષથી મનુષ્ય એવો એક દિશામાં દોરાઈ જાય કે તેને પરિણામે ક્ષીણતા થાય, અને, એ કારણથી હાસ્યશક્તિ પોતાના રક્ષણ માટે ઉપયોગી જણાયાથી મનુષ્યોએ તે જાળવી રાખેલી હોવી જોઇએ. જ્ઞાનના આરંભકાલમાં મનુષ્યજાતિને પોતાની હાસ્યશક્તિ કેવી લાગી હશે એ કલ્પનાનો વિષય છે, પરંતુ, મનુષ્યજાતિ વધાઇને જેવી થઇ છે તે સ્થિતિમાં મનુષ્યજીવનના સુખ અને વિશ્રામ માટે હાસ્ય આવશ્યક છે એમાં શક નથી અને તે જ પ્રમાણે, મનુષ્યજાતિના વિચાર અને ભાવની ઘટના પણ એવી છે કે તેના સંસ્કારમાં હાસ્યનો ભાવ સ્થાયી થયેલો છે, અને, તેનો સાક્ષાત્કાર હાસ્યરૂપે થાય નહિ તે વિના રસિકતાનો વિષય પરિપૂર્ણ થતો નથી, તથા, મનુષ્યસ્વભાવ વિશે યથાર્થ કલ્પના થતી નથી.

ગુજરાતી સાહિત્ય જેમ વૃદ્ધિ પામતું જશે તેમ હાસ્યથી ઉજળતું અને મલકાતું જશે એ અભિલાષ નિરાધાર નથી.

---

# રમણભાઈની કવિતા.*

## જાગૃત !

(મત્તમયૂર.)

જાગો પુત્રો હિન્દના આળસ છોડી,
ધારો થાશે શું મદદે દેવ જ કોઇ;
તાણી બાંધી કમ્મર લાગો સહુ કામે,
લોકો પોતે મોટિ પ્રજા થાય જ જાતે. ૧

છતા છો કે છો જ સુવામાં સહુ નીચે,
તાબેદારી સર્વ ઉઠાવો હસતી તે,
પોતાને છે શું કરવાનું સહુ હાથે,
લોકો પોતે મોટિ પ્રજા થાય જ જાતે. ૨

આપો છો સૌ જે કર તેને ખરચે ત્યાં,
કોઈ હાથે કોણ પુછે છે તમને ત્યાં ?
ઊઠો વાધો લ્યો હત માગ્યાનિ સહાયે,
લોકો પોતે મોટિ પ્રજા થાય જ જાતે. ૩

જેમાં જાયે સર્વ તમારા ઝવ ભોય,
તેમાં ચાલે કાંઇ તમારું નહિ તોય;
મૂગા છો શું એ હક લો–માગિ અવાજે.
લોકો પોતે મોટિ પ્રજા થાય જ જાતે. ૪

* સ્વ. સર રમણભાઇનાં, જ્ઞાનસુધા, બુદ્ધિપ્રકાશ આદિ માસિકોમાં તથા અન્ય છુટક પ્રકટ થયેલાં તથા અપ્રસિદ્ધ કાવ્યોનો આ સંગ્રહ છે.

(પ્રકાશક).

સ્ત્રી જાતિને નિરખિ દુઃખ વિશે રિબાતી,
જે આદમીની નહિ રે ગઈ ફાટી છાતી;
તે સ્વાર્થિની ધુળ ગઈ સહુ જીંદગાની,
એવાથી દેશની ખરે પડતી થવાની. ૭

એ નીચ શત્રુ જીતવા કર યત્ન નિત્ય,
મંડયો રહે બહુ સદા જીતશે જ સત્ય;
જો ના હશે નશિબ એ દિન ભાળવાનું,
તો સ્વર્ગમાં નિરખિ એ ખુશિ છે થવાનું.

જે ધન્યથી સફલ યત્ન બધો થવાનો,
જોશે સુખી પરમ એ દિન જે જમાનો;
જેને થશે સુખદ એ શુભ પુણ્ય કામ,
લેશે બધા સુખી થઈ मलबारी નામ. ૯

(સને ૧૮૮૬.)

---

## काल.

### कालो न यातो वयमेव याता ॥

વસંતતિલકા.

હે સત્યસાક્ષિ! સહુ વિશ્વની સૃષ્ટિ વેળા,
આ વિશ્વની સ્થિતિ સદા નિરખી રહેલા;
જોનાર એક વખતે સહુનો વિનાશ,
રે દોડનાર સહુને હણિ આસપાસ. ૧

હે કાલ! રૂપ ગુણ હોય ન હોય તોય,
તું કેમ સર્વ સરખા સઘળે જ જોય?
તું નાશમાં જ સહુના ખુશિ કેમ થાય?
તારાથી કેમ સ્થિરતા કદિ ના ખમાય? ૨

કામે અરે [illegible] બધે લગા[illegible]
આવે સ[illegible] સ્થિતિમાં

બીજાં કદાપિ મળતા નથી સાધનો શું,
કે રાજા થાય થઈને ધણી મૃત્યુનો તું? ૩

એનાથી તારી થઈ છે અપકીર્તિ પૂર,
ને કાળ શબ્દ સરખું નથી ઘોર ક્રૂર;
તું છે અનંત, ન હરીફ બીજા વસે છે,
શું કામ આવડી ઉતાવળ તું કરે છે? ૪

તારા ગુણો ભુલી જતો નથી હું કદાએ,
આ શબ્દમાં સ્તુતિ બધી નહિ તારી માએ,
તું હોત ને નહિ કદી જડ સર્વ થાત,
સર્વેની રે શિથિલતા કદિ ના ખમાત ૫

તું વિશ્વનાવ જડ આ સડ પૂરી હાંકે,
તારા વિના સહુ રહેત હતું જ જ્યાં તે;
રે! છે હિમાચલિ હજી જડતા તણો, તો
એ માઘમિત્ર હત તું વિણ કેટલાએ? ૬

જાણી તને નિજ તજે સહુ લોક ગર્વ,
ઉન્મત્ત તારી બીકની વિણ થાત સર્વ;
સત્તા અને ધનથી મત્ત હજી વસે છે,
તો કેટલા તુજ વિના વધી જાત તેએ? ૭

આ સર્વ નિત્ય મનમાં રમતું રખાવી,
તે આપી શીખ અભિમાન બધું મુકાવી,
આ પત્ર, લેખણ, અને લખનાર હાથ,
થોડે ઘણે મળી જશે સહુ ધૂળ સાથ. ૮

આ મારૂ પાડ બહુ હું તુજ કાલ! માનું,
માગું વિનતિ પણ આ મુજ સૂણવાનું,
રે! એક દણ્ડથી બધે સહુને ન હાંક,
ને સખ્ત થા પણ અરે કંઇ ભેદ રાખ. ૯

સૌન્દર્ય, પ્રેમ, કવિતા, યશ, મિત્રતાને,
તું ના અડીશ તુજ નાશક ક્રૂર હાથે;
ને તું ન હાંક મુજને સહુની જ સાથ,
કાંતો અગાડી અથવા જ પછાડી રાખ.

( સને ૧૮૮૬. )

---

## કઈ કીર્તિ સાચી ?

(ઉપજાતિ.)

રે કીર્તિ શાની ધન મેળવ્યાની !
અંતે કંઈ કામ ન લાગવાની;
આ લોકનાં ને પરલોકનાં રે,
સુખો મળે છે ધનના વિના એ. ૧

રે કીર્તિ શાની રણમાં જીત્યાની,
સ્વબંધુઓને ખુશિથી હણ્યાની;
મનુષ્યના ઘાતનિ હોંશિયારી,
વડાઈ સાચી નહિ આપનારી. ૨

સત્તાતણી કીર્તિ નકામિ સર્વ,
ચિત્તે વધારે બહુ દ્વેષ ગર્વ;
સત્તા કરાવે બહુ દુષ્ટ કામ,
એથી મળે ના કદિ પુણ્ય ધામ. ૩

ને કીર્તિ શી બુદ્ધિ મહત્ત્વ કેરી ?
તે બ્રહ્મજ્ઞાને પરમાણુ જેવી !
મનુષ્યના જ્ઞાનનિ નાનિ વાડ,
થોડી વધી કે ઘટિ શી વિસાત ! ૪

એવી બધી ઐહિક કીર્તિ સાચે,
સ્વર્ગે જવામાં નહિ કામ આવે;

ખોટી નકામી સઘળી જવાની,
છે કીર્તિ સાચી પ્રભુને ભજ્યાની ૫

(સને ૧૮૮૭.)

---

## આશા.

(Dum spiro, spero.)*

સ્રગ્ધરા—

"આશા"—એ શબ્દ કેવો મધુર રુચિર છે હર્ષ આનન્દવાળો !
અંધારે ખેદ કેરૂ અરણ્ય બનિ બધુ આવતા કહાડનાર,
ઉત્સાહે ઉડતા છે સુખિ હૃદયતણા પક્ષિનો એહ માળો,
આશા છે કલ્પવૃક્ષે કળિ કુસુમતણી કામ જે આપનાર

મંદાક્રાંતા—

ભાવો જે છે સહુ હૃદયના રૂપ આશા તણા તે,
સર્વે ઇચ્છે તરસ છિપવા ચિત્તમા અગમા કે,
હર્ષો સાથે પરમસુખની "પ્રેમ" છે ઉષ્ણ આશા,
એ આશા જ્યા સુખદ બનવા પીગળે તે "કૃપા" ત્યા.

શાલિની—

આશા મીઠી પ્રાપ્તિથી છે વધારે,
આશા સાચો મિત્ર છે દુઃખવેળા,
માર્ગે આણે લોક ભૂલા પડેલા,
મધ્યાહ્ને તે કંઠમા નીર સારે.

મત્તમયૂર—

આશા મ્હોટા કામ કરાવે જન પાસે,
રામે બાધ્યો તે પુલ સીતા તણિ આશે,
ઘૂમ્યો આશે કીર્તિનિ મીઠંદર વીરો,
પાચાલીની આશથિ પાર્થે મછ ચીર્યો.

---

* જ્યા સુધી શ્વાસ ત્યાં સુધી આશ

વસંતતિલકા—

આશા ન હોય કશિ તો જીવવું નકામું,
સામા નિશાન વિણનું સહુ તાકવાનું;
આશા નથી,—પછિ બધાં સુખ કામનાં શાં ?
આશા વિના નૃપતિની સ્થિતિ બદ્ધપાશા.

માલિની—

'અતિ ગહન નદી છે મોહ તૃષ્ણાતણી એ,'*
નિજ કવિપદ છોડયું એમ જેણે કહીને,
ખબર ન હતિ તેને,—ગાઢ સંબંધ અંગે,
રસમય કવિતાને છે સદા આશ સંગે.

શાર્દૂલવિક્રીડિત—

આશાનું મુજ ચિત્તમાં સ્મરણ હું પ્રેમે કરૂં સર્વદા,
તેને આવતિ દેખી ધન્ય બનું હું ઉન્મત્ત ઉલ્લાસમાં;
આશાને સહુ રીતથી ખુશિ કરૂં કે રે' સમીપે સદા,
તેનો મંગલ હસ્ત શીર્ષ પર હું માગું સુખી રાખવા.

કુંડળીઆ—

આશાના બહુ તર્ક જ્યાં એવા બાંધું રમ્ય,
આવે વિચાર મૃત્યુનો,—આશા સર્વે શૂન્ય !
આશા સર્વે શૂન્ય, નામ સુણતાં મૃત્યુ તણું,
મૃગ સહુ ભાગે જેમ, થતાં ગર્જન સિંહ તણું.
શોધી કહાડું વિષાદ, આશ ન દેખું કશામાં,
મૃત્યુ તણો શો ત્રાસ ! જનતણા હવાલ આ શા !

(સને ૧૮૮૭.)

---

*आशा नाम नदी मनोरथजला तृष्णातरंगाकुला
× × × ×
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुंगचिन्तातटी। भर्तृहरि ।

## તું ગઈ !

ઉપજાતિ

ત્યારે ગઈ શું અહિંથી પ્રિયા તું ?
મૂકી ગઇ આ હૃદય રિબાતું !
હવે મિઠું તે મુખ તાકી તાકી
નિહાળવાનું નહિં શું કદાપિ ? ૧

ચિન્તા અને દુઃખ થકી પીડાતા
આ ચિત્તને ટેકવવાની આશા
તારા પ્રિયા ! પ્રેમથી આવતી જે,
હવે પછી શું મારું મૂકવી તે ? ૨

શરીરને ને મનને જરૂરે,
આધા પ્રદેશે કરતા હતું જે
સ્વસ્થાન પાછું બળ ખેંચનારૂં,
શું તે વિના દૂર હવે જવાનું ? ૩

અહો ફરે છે રવિ આસપાસ,
છાયા ફરે ત્યાં વચમાં પદાર્થ.
પ્રદક્ષિણા એ પ્રિય કેરી સર્વે,
ક્યાં હું ફરૂં રે ! તુજ વીણ મધ્યે ? ૪

તારાની પેઠે સ્થિર એક ઠામ,
દુઃખો સુખો સૃષ્ટિ વિષે તમામ
જોઈ રહી ક્ષોભ વિના જરીએ
રહું જડાઈ?—ન બને કદીએ. ૫

શરીર મારું સ્થિર રે' કદાપિ,
આ ચિત્તને તો ન શકું જ રાખી,
સ્વચ્છંદ તે તો ભમતું ફરે છે,
રે ! તું ગઇ ને સ્થિર કેમ રે' તે ? ૬

જાતેજ જે ખરિ કીર્તિ છે બહુ હર્ષને સુખનું ભર્યું,
ઉંચું સહુથી શૃંગ છે જીવનતણા પર્વતતણું;
અનુભવ કરાવી વિવિધ જે ક્ષણમાં જતું રૂહે દોડતું,
યૌવન મીઠી ! તે જલદિજ સફળ ના કર્યું તે ના કર્યું. ૬

( સન ૧૮૮૯. )

---

## સર્વસ્વ.

ગઝલ.

દિલને ખુશી દેખું નહીં કરવી મઝા કંઇ ના ગમે,
ખુબિદાર કવિતા વાંચતાં તે પણ પસંદ જ ના પડે;
કરૂં ખ્યાલ બીજી ચીજના પણ હોય દિલમાં એકલાં
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.
ગમગીનિ રહે દિલમાં ઘણી બેચેનિથી ગમ ના પડે,
જૂદાઇની લાચારિમાં ના મદદ કોઇની ગમે;
હાલત થઈ આવી, જડે ત્યાં સબબ તેનો શોધતાં,
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.
માશૂકના દીદારમાં દિલ તલસતું આ રોજ રહે,
મુજ ખ્યાલમાં ને ખ્વાબમાં ઝાંખું છબી હું તેની તે;
દોલત બધી ઊમેદને મુજ જાન છે ત્યાં, જ્યાં રહ્યાં
નરગિસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.
શેના વડે જીતાઇને લીધું ઝબાને નામ એ ?
કયિ ચીજમાં બહુ જાદુ છે ? ફિરદૌસ દેખું શું દિઠે ?
શેના વિના માનું બધું હું ખાકસાર જહાનમાં ?
ાસ સરીખાં નેન ને ઝુલફાં છુટાં દિલદારનાં.

( સન ૧૮૮૯. )

---

## દેહાવસાન.

(ઉપજાતિ)

જે ચક્ષુ યુગ્મે બહુ કામ પ્રેર્યાં,
ઉત્સાહ ઔદાર્ય મહત્વ આશા,
તે શું મિચાયા સ્વજનોનિ તર્ક,
નાખ્યા વિનાએ પ્રિય દૃષ્ટિ એક. ૧
જે વાણિએ વાક્ય કહ્યા અનેક,
સમસ્ત દેશીજનલાભઅર્થ,
મુગી થઇ તે નિજ બાળકોને
દિધા વિના આશિષ છેલ્લી એક ૨
અનેક કાર્યો જન લાભના જે,
તે સારૂ ચિંતા કરતુ સદા જે,
તે હૈડુ ગેતા પ્રિય બાળકોના
હિતાર્થ નિશ્વાસ મુકી શક્યુ ના ! ૩
આરંભિને જાગ્રતિ આપી જેણે,
અનેક ઉત્કૃષ્ટ પ્રવર્તનોને,
જોયા વિના એકનિ એ સમાપ્તિ
મુના મુના તે ધરિ દીર્ઘ શાન્તિ. ૪

(સન ૧૮૯૧.)

---

## "બારણે પુકાર."

ચામર

અક્ષરો અનેકવાર ચક્ષુએ દિઠા હતા,
શબ્દ એ અનેક વાર કર્ણથી સુણ્યા હતા;
અર્થ એ અનેક વાર ચિત્તમા ધર્યા હતા;
તર્ક એ અનેક વાર બુદ્ધિમાં વસ્યા હતા. ૧

'બારણે પુકાર' વાક્ય એ અજાણ્યું ના હતું;
ગીત એ 'પુકાર' નું રચ્યું હતું નહીં નવું;
ગાન એ પ્રબન્ધ કેરું આદ્ય કાંઈ ના હતું;
ભક્તિભાવથી હતું ન ચિત્ત છેક વેગળું. ૨

તોય મેં અપૂર્વ ને અનન્ય વૃત્તિ ભોગવી,
રમ્ય, હારિ જ્યાં સુણી પરંપરા સ્વરો તણી.
ગીત તે મનોહરે શ્રુતીન્દ્રિયે ભર્યાં ધ્વનિ,
જે વિચિત્ર કમ્પ સાથ ચિત્તમાં રહ્યા રમિ. ૩

ભાવ તર્ક કેરિ સીમ ચિત્તસ્થાનથી તુટી,
ને શરીર સર્વમાંહિ વ્યાપિ શક્તિ માનસી;
ગીતકાવ્યભક્તિવાહિ રક્ત અંગમાં વહ્યું,
વ્યર્થ જાત તે વિના અધાર્ય પૂર હર્ષનું. ૪

ચક્ષુ આદિ ઇન્દ્રિયે દિઠું નવું જ દર્શન,
ચિત્તને સ્મૃતિપ્રમાણ લાગ્યું નિષ્પ્રયોજન;
જ્ઞાતપૂર્વ જે નહીં પ્રતીતિ તે થઇ નવી,
શ્રાવ્ય સૌખ્ય કેરિ જ્યાં ઝરી નદી રહી વહી. ૫

'બારણે પુકાર' ગીતની મહીં ઉંડો સુણ્યો,
દ્વારમાં પુકારતો જ ભક્ત કંઠ ઓળખ્યો;
'બારણે' જ પ્હોંચિ શબ્દ તે 'પુકાર' નીકળ્યો,
દીર્ઘસૂરબંધ, દીન દૂરગામિ ઊપડ્યો. ૬

ચક્ષુની સમીપથી જ અક્ષરો ખસી ગયા;
શબ્દ એક તે થઈ ગયો જુદા ન બે રહ્યા,
અર્થતર્કના વિભાગ ભાવમાં મળી ગયા;
ગીતરાગથી દિઠી અખંડ એક કલ્પના. ૭

હાર્દ જાણ્યું ગૂઢ 'બારણે પુકાર' વાક્યમાં;
ગીત કાવ્ય બેની સંધિ જોઇ ચિત્તક્ષોભમાં,

અદ્‌ભુતત્વ ગાનનું નવું દિઠું પ્રબન્ધમા,
સ્વર્ગદ્વાર પ્હોચતો દિઠો પ્રભાવ ભક્તિમા. ૮
ભક્તનો પુકાર સુણિ સ્વર્ગદ્વાર ઊઘડ્યા,
સાધુ એ અતુલ્ય ઈશ પાસ છે જઈ વસ્યા:
ગીત ધન્ય જે મુક્યું અહી સદૈવ જીવતું,
દીનબન્ધુ-બારણા પુકારિ તે ગજાવિશુ ૯
દીન કંઠ આ ભણિ જ ગાન-દ્વાર બંધ છે,
વાઙ્મયી ન વ્યક્તિ તો પુકારુ શુ હુ બારણે ?
નાથ ! ભક્તપાલ ! આત્મ આ પરે કૃપા કરી,
અન્ય ગાન સાથ ભેળિ મઙ વાણિ લો સુણી. ૧૦

( સને ૧૮૯૪. )

---

## તેજ અને તિમિરથી અતીત.

મન્દાક્રાન્તા.

સૂર્યાસ્તે આ તિમિરપટ તું ધારતી હે ધરિત્રી !
ધારે પોતે, તુજ પર ગયા સર્વને તે ધરાવે;
મેદાનો ને વન ગહન ને પર્વતો ને સમુદ્ર,
પક્ષી, પ્રાણી, નગર, મગ ને વૃક્ષ, કૂપો, નદીઓ. ૧
એ સર્વે ને વળિ સકલનો સ્વામિ છે જે મનુષ્ય,
દેખાયે છે ઉપર સહુની વેષ્ટન શ્યામ વીંટ્યુ.
વાણી માહે અમ મનુજની 'રાત્રિ' એને કહે છે,
શબ્દેચ્છા એ શમન થતીને મર્મ તારો ખુલે ના. ૨
તો કહે શો છે તુજ ઉદરમા હેતુ આચ્છાદને આ ?
એ ના હોયે રવિ વિરહના શોકના વસ્ત્ર શ્યામ;
તુ છે મ્હોટી ધિરજ તુજમા, સ્વાસ્થ્ય ગાભીર્ય તુંમા,
ઉત્પાતો તેં કંઇક નિરખ્યા શાન્તિ ના તૂટી તારી ૩

એ ના હોયે નિભૃત વસનો ગુપ્ત સંચાર અર્થે,
બાંધ્યો તારો ભ્રમણપથ છે, ક્યાં બિજે તું જનારી ?
એ ના હોયે અસિત પડદો તેં ધર્યો આત્મ–અંગે,
દૃષ્ટિપાતો વિફલ કરવા કૌતુકેથી ભરેલા, ૪

આકાશેથી રવિ ખસિ જતાં નીકળે જે અસંખ્ય;–
જે સૌન્દર્યે રહિ વિમલતા ગુપ્તિ શોધે નહીં તે.
તો એ શું છે પ્રકૃતિમહિંનો વર્ણ આનંત્ય કેરો,
ને એ તુંને ફરિજ વળતો સૂર્યનો રંગ જાતાં ? ૫

તો શું ત્યારે પ્રિય મનુજને રંગ છે શ્વેત જે આ,
જેને માને વિરલ નમુનો શુદ્ધિ ને કીર્તિ કેરો,
તે શું છે હા! ધવલ કરતો સૂર્યનો રંગ માત્ર ?
શું ના આખી પ્રકૃતિ ધરતી વર્ણ એ મૂલ રૂપે ? ૬

દિગ્ભાગો જે ગહન પસર્યાં શૂન્ય આધે અનંત,
ત્યાં શું નિત્યે ફરિ વળી રહી ગાઢ આવી તમિસ્રા ?
શું આ શ્વેત દ્યુતિની ગણના સૂર્યના મંડલે જ ?
શું અન્યત્ર સ્થલ મહિં બધે શ્યામ છે અંધકાર ? ૭

ને જે આધે દશદિશ થકી પાર છે વાસ દિવ્ય,
સર્વોત્કૃષ્ટ પ્રકૃતિપર છે ધામ જ્યાં અદ્વિતીય,
ત્યાં શું આવું તિમિર નથી ને ત્યાં નથી તેજ આવું ?
ત્યાં શું આવો નથી રવિ સમો શ્વેતવર્ણ પ્રકાશ ? ૮

ત્યાં શું આવી પ્રકૃતિ સરખી છે ન કાળી તમિસ્રા ?
ત્યાં શું બીજું કંઈ અવનવું દિવ્ય ઔજ્જ્વલ્ય વ્યાપે,
જેને વાણી મહિંથી ન ઘટે વર્ણના શબ્દ કોઇ ?
ત્યાં શું બીજી કંઇ અવનવી વ્યાપતી શીત શાન્તિ, ૯
જેનું સામ્ય પ્રથિત ન કરે ધ્વાન્તના શબ્દ કોઈ ?
શું એ આભા કદિ ન પ્રકટે સૂર્યના રશ્મિવૃન્દે ?

ઝાંખી તેની રવિ શશિ જતા તેજસંસ્કારમાં જ ?
શું એ શાન્તિ કદિ ન દિસતી ગાઢ કો અન્ધકારે ?– ૧૦
તેનો ઝીણો અનુભવ થતો ચક્ષુ મિંચ્યાથી ધ્વાન્તે ?
પ્રશ્નો કોને સકલ પુછું છું ? કોઇ શું આ સુણે છે ?–
સુણે છે તું ? મુજ વચન શું તુચ્છ તુને ન લાગે ?–
લાવો તારો અનુભવ ખરે, બોલ તું હે ધરિત્રી ! ૧૧

(સને ૧૮૯૬.)

---

## રેખાશૂન્યતા.

ઉપજાતિ

જેવી કરતી શરદભ્રછાય,
પડે પડે ને વળિ ઊડિ જાય;
ન છાય–અભ્રો કંઇ રેંજ અતે,
જતા રહે સર્વ અદૃસ્ય પથે, ૧
પ્રતીતિ ચિત્તે ન રહે કશાની,
સ્મૃતિ ન એકે ભ્રમણા વિનાની;
હતું કયું ને ન હતું કયું તે
જુદું પડે ના સ્મૃતિ–ભ્રાન્તિ પુંજે; ૨
પ્રકાર તેવો તુજ ધ્વંસ કેરો,
પ્રમાણમાં સંશય માત્ર તેનો.
છાયા હતી તો ગઇ અભ્ર સાથ,
અભ્રો હતા તો નહિ તે–ન છાય. ૩
હતો શું તું બાલ ! અને ગયો છે ?
કે ના હતો ને નથિ તું ગયો રે ?
કે તું હતો ને હજીએ રહ્યો છે ?
એ સર્વ શંકા મુજ કોણ તોડે ? ૪

સમુદ્ર નીચે રવિ લીન થાય;
જ્યોતિર્ગણે તે દ્યુતિ મૂકિ જાય;
તે સૌ કરાવે રવિની પ્રતીતિ,
ચિત્તે રહે ના ભ્રમકેરિ ભીતિ. ૫

વર્ષાઘનો જાય,—ફરે ન પાછા,
હિમાલયે જે ઠરતા સદાના;
પછાડિ મૂકે નિજ સારપૂર,
ઘનો રહે તે સ્મૃતિથી ન દૂર. ૬

જાયે ધસંતી સરિતા સમુદ્રે,
ત્યાં જૈ મળી તે રહિ લુપ્તરૂપે,
લાવે પછાડી સતત પ્રવાહ,
ને તે ગઇ તે ગઈ ના જણાય. ૭

આદર્શ બીજો કહિંથી લિધો તેં,
ન આજ રેખા રહિ તું ગયો તે ?
શું આ ધરા યોગ્ય તને ન લાગી,
તેથી ન તારી પદપંક્તિ સ્થાપી ? ૮

બીજી ધરા છે નથિ મૃત્તિકા જ્યાં,
ન ધ્વંસિ આકારની વંચના જ્યાં;
ન ચક્ષુ ભીનાં વિરહે થતાં જ્યાં,
અખંડ રૂપે તું વસ્યો સદા ત્યાં. ૯

તે દિવ્યરાજ્યે ફરતો ન કાળ,
ન લુપ્ત થાતાં કદિ વૃદ્ધ–બાલ,
અન્યૂન રેખા તુજ ત્યાં જણાશે,
પ્રતીતિમાંહે ભ્રમ ત્યાં ન થાશે. ૧૦

તથાપિ અત્રે નહિં અંક–ચિહ્ન,
છાયા ન, રેખા ન, ન દૃષ્ટિલક્ષ્ય;

ચક્ષુ ઉઘાડયે નહિ તુ જણાય,
ચક્ષુ મિચ્યાથી નહિ ફેર થાય. ૧૧
મનુષ્યકાયા શકિ ના જ રાખી,
ન સ્નેહ–આશાતણી પાશ ચાલી,
ને યુગ્મ દુખી રહ્યું જોતું જોતું,
ગયો ગયો બાલ ! ગયો ગયો તું ! ૧૨

(સને ૧૮૯૬.)

---

## સુરદાસની પ્રાર્થના.

પદ કાફી

નયન મિલિત કરો રે, એ વર માગુ.
નયન મિલિત કરો રે, હરિ કામ મુજ પુરો,
અવર દર્શન હરો રે–એ વર માગું. નયન૦
સ્વરૂપ પરમ દીઠું, જીવન કૃતાર્થ કીધુ,
દર્શન ન ઇચ્છુ બીજું રે–એ વર માગુ. નયન૦
આનદ હૃદય ભર્યો, ઇતર વિષય ધર્યો,
જાય હવે કેમ કર્યો રે–એ વર માગું. નયન૦
પાપ તાપ દૂર થયા, અંતરમા હરિ રહ્યા,
નિરખું પદાર્થ કયારે–એ વર માગું. નયન૦

(સને ૧૮૯૮.)

---

## શતક્રતુ.

'Hecatombs of broken hearts-'

ઉપજાતિ

પામ્યો કરીને શત યજ્ઞ શક્ર
ઇંદ્રાણી, ઇંદ્રાસન, સ્વર્ગરાજ્ય,
અપાર જ્યા વૈભવ ને પ્રતાપ,
એવુ વદે છે કૃતિયો પુરાણ ૧

જુની પ્રજાઓ ગ્રિસ રોમકેરી,
ઉપાસતી જે બહુ દેવદેવી,
હોમી દઇને શત ઉક્ષ ભેગા
રચંતી મ્હોટી નિજ દેવસેવા. ૨

વિધાન એવાં પશુઘાત કેરાં,
દયા વિનાનાં, રુધિરે ભરેલાં,
પ્રસન્ન જો એ થકિ દેવ થાતા;
યજ્ઞો કરી જો જન સ્વર્ગ જાતા; ૩

તો દેવવર્ગે નહિં કેમ માન્યું
સુપુણ્ય મ્હોટું હૃદયજ્ઞ કેરું ?—
જે યજ્ઞ માંહે થઈ જાતું ભસ્મ
સુમૂલ્ય મોંઘું જીવ કેરું સત્ત્વ. ૪

હિંસા વિશે જો મુકિ સ્વર્ગપ્રાપ્તિ,
નિઃશ્વાસ અંતે દિધિ કાં ન શાન્તિ ?
શું માંસમજ્જાબલિદાન શ્રેષ્ઠ,
ને આહુતિઓ હૃદયોની તુચ્છ ? ૫

આકાશવાસે કદિ જો વસો છો,
ને ભાગ યજ્ઞો મહિંથી ગ્રહો છો;
તો દેવ સર્વે ! પુછું એક પ્રશ્ન—
તમે જુવો છો પશુહીન યજ્ઞ ? ૬

ને કો વસે છે કહિં દેવ એવો,
સ્વભાગ માગે હૃદયેથી તેવો ?
ને હવ્ય માટે કરિ ખંડ ખંડ,
જે અગ્નિ પ્રેરે હૃદયે પ્રચંડ ? ૭

ને ભસ્મ તેની જ્વલતી સદા રહે,
એ વેર ક્યાંનું મનુજોથી વાળે ?

થાઓ તમે જો બલિથી પ્રસન્ન;
તે કેમ પીડે લઈ ભક્ષ્ય અન્ન? ૮

શતક્રતુત્વે ફલ જો ગ્રહ્યું છે,
તો તેહ માટે હૃદયે વમ્યું છે.
ના તે ક્ષણોની સ્મૃતિ દૂર જાય,
જ્યારે હૃદે આ શત ખંડ થાય. ૯

પ્રસન્નતા જે મુખ હેરિ ધન્ય,
છાયા નિહાળું નહિં ગ્લાનિજન્ય,
દક્પાત જ્યાનો સુખપૂર્ણિમેન્દુ,
તે નેત્ર દેખું ઢળ્યું અશ્રુબિન્દુ; ૧૦

જે અંગ માટે અવલંબિ અંગે
છબી બનાવે અવલોકય સ્વર્ગે,
તે અંગ ઘેરે કદિ વ્યાધિબાધા,
વમે ત્યદા ક્લેશ વિવર્ણતા વા; ૧૧

ચિત્તે સ્ફુરન્તી નવી ભાવના, ને
ઉત્સાહ ધાર્યો રસબન્ધ માટે,
ફરી વળે ત્યાં કંઈ માન્દ્ય ચિત્તે,
ને આશસ્તંભ ક્ષય થાય અન્તે, ૧૨

અનેક આવી ક્ષણ એવી એવી
પરાભવોની હૃદયે વમેલી,
ત્યાં ખંડ કાપે કંઇ તીક્ષ્ણ શસ્ત્ર;
ના જે ગણાયે શત કે સહસ્ર ૧૩

પ્રત્યેક ખંડે બલિદાન અર્પી,
અનેક યજ્ઞે પ્રગટાવી વહ્નિ,
ને ત્યાગ સર્વે નિજ વ્યર્થ જોઇ,
છે કોઇ એવો નહિ શાન્તિ ખોઈ? ૧૪

પરંતુ છે એક પ્રશાન્તિદાતા,
જેને બુભુક્ષા નથી કે પિપાસા;
ન ક્રૂર માગે બલિદાન તે તો,
દયાગુણે કેવલ શ્રેય દેતો.

(સને ૧૮૯૯.)

---

## સ્તોત્ર—પ્રભુમય જીવન.

તોટક.

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળિ આતમ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિશે, મુજ નાડિ વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિશે. ૨

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અન્તરમાં;
મુજ જીવન કેરું રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું. ૩

ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછિ ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચિતરે; ૪

જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;

ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષિ પુરે. ૫
પ્રભુ! મુદિત અદિત તું હૃદમાં,
કૃતિયો બધી તન્મય હો જગમાં;
મુજ વર્ણનથી છબિ જે બની રહે,
તુજ ઉજ્જ્વલ રૂપની ઝાંખી દિયે. ૬

( સને ૧૯૦૦

## સ્તોત્ર.

પદ

વિભુ શ્રેયકર! કરે વંદન, સેવક જન;
વિઘ્ન નિકંદન! વિભુ૦
કરો દૃષ્ટિ કૃપામય, આપો શુભ કાર્યે જય,
કરો કષ્ટ સર્વ ક્ષય, સચ્ચિદ્ઘન. વિભુ૦ ૧
બુદ્ધિ શુદ્ધ કરો નાથ, ગ્રહો ભક્તજનહાથ,
પ્રેમમય માનતાત પૂર્ણ ભગવન.
ઉપાસન ગ્રહો સ્વામી, શાન્તિ આપો અંતર્યામી,
પાપ સર્વ જાઓ વામી, બ્રહ્મ સનાતન વિભુ૦ ૨

(સને ૧૯૦૦.)

## નવા સૈકાનો આરંભ.

પદ.

( 'નાથ તારે ચરણ શરણ સર્વ જાય' એ ચાલ )
વિશ્વધાતા! હૃદય-ઉદય કર નાથ, તુજ કિરણોદ્ગમ સાથ,
તું તેજરાશિ, ધ્વાન્તવિનાશી, દિવ્ય દિપે છે પ્રતાપ,
જેને હૃદે પ્રેરે રશ્મિ નહિ તેને કરે તિમિર કદિ બાધ વિશ્વ. ૧

અદ્ભુત વેગ થકી કાલ જાય, પાછળ ધૂલિ ઉડે માત્ર,
દૃષ્ટિ વધે નહિં અગ્ર કે પૃષ્ઠ, તમ–વીંટિયા શા અનાથ ! વિશ્વ. ૨
ભાવિમુખે આવી સર્વ ઉભા, અહીં સાંજ હશે કે પ્રભાત ?
એહ વિતર્ક વિકલ્પ કરી દૂર, પ્રેર માર્ગે ધરિ હાથ. વિશ્વ. ૩
મંગલ કિરણ પડે જ્યહાં તારું, ખુલે અમ હૃદયકપાટ,
અંતર્યામી પ્રતિષ્ઠિત થાતાં, દર્શન થાય અગાધ. વિશ્વ. ૪
પ્રેમલ મૂર્તિ ધરી તારી ચિત્તે, સંચરીએ જગતાત,
લક્ષ્ય કરી અમે અમૃત ધામને, પામિએ નહિં કદી પાત. વિશ્વ. ૫

(સન ૧૯૦૧.)

---

## પ્રાર્થના.

(ન્યાયમૂર્તિ નામદાર મહાદેવ ગોવિંદ રાનડે. સી. આઇ. ઈ. ના દુઃખદાયક મૃત્યુ નિમિત્તે કરેલી ઈશ્વરોપાસના પ્રસંગે.)

### અભંગ.

આઘાત છે મ્હોટો, ભારતને આજ;
દુઃખિત સમાજ, દેશ કેરો. ૧.
ભારતનો ભાનુ, ભારતનો વીર,
પ્રજ્ઞ ને સુધીર, થયો અસ્ત. ૨.
બુદ્ધિમાં વિરલ, હૃદયે કોમલ,
સ્વદેશવત્સલ, હતો એક. ૩.
દેશોન્નતિ અર્થે અર્પ્યો જેણે દેહ,
મહાનર તેહ, ચાલી ગયો. ૪.
કર્તવ્યનો માર્ગ, ભક્તિધર્મમય;
દેખાડયો અક્ષય, સ્વદેશને. ૫.
સુધારણા અર્થે, પ્રયાસ મહાન
આદર્યા બલવાન, મહાકાંક્ષી. ૬.

મહાત્મા તે ગયે, દેશ અસ્તવ્યસ્ત,
આશ સર્વ ધ્વસ્ત, પ્રજા કેરી. ૭.
વિશાલ તે બુદ્ધિ, વિશાલ તે શક્તિ,
વિશાલ તે વ્યક્તિ, આજે શૂન્ય. ૮.
પ્રભુ કરો કૃપા, ચિત્તશાન્તિ આપો,
દુઃખીને વિલાપો, ગ્રહો હાથ ૯.
( સન )

---

પદ.

દયાસિન્ધુ તારે બારણે પુકારે દીન બાલ,
કૃપાસિન્ધુ દીનબન્ધુ તારે બારણે પુકારે દીનબાલ. ૦

રત્ન હતુ અમ મૂલ્યવિનાનું, તેને લેઈ ચાલ્યો કાળ,
હૃદયે ધૈર્ય ન રહે રે, કરો પ્રભુ તમે પ્રતિપાલ. દયાસિન્ધુ૦ ૧.

ધર્મ નીતિ જ્ઞાન જેમા વસ્યા રે, જેમા દેશ કેરી આશ,
પ્રકાશ તેજસ્વી હતો જે, ભસ્મ તેની રહી અમ પાસ. દયાસિન્ધુ૦ ૨.

આપો શાન્તિ આપો શાન્તિ પ્રભુ રે, કરો સ્વસ્થ ચિત્ત નાથ,
ચિરાયા અમત્વ વ્રણે રે, સીંચો અમી તમે માતતાત. દયાસિન્ધુ૦ ૩.

પ્રભુ તારા વિણ કોણ સુણે રે, નથી કોઈ આપ્ત એક;
સહાય દયાળુ થજે રે, પ્રભુ અમ બલ ખુટ્યુ છેક. દયાસિન્ધુ૦ ૪.

શાન્તિ સનાતન તેને દેજે રે, જે છે તારે પુણ્ય ધામ,
વિધુર વિરહી રહ્યા જે, તેને કારે ગત-નામ દયાસિન્ધુ૦ ૫.

આવિર્ભૂત તુજ કીર્તિ હતી જે, જેમા ભવ્ય ચમત્કાર.
જીવન ઉદાર બને તે, તુજ ભક્ત તણો લક્ષ્ય સાર દયાસિન્ધુ૦ ૬.

( સને ૧૯૦૧. )

---

પુણ્ય એ ઇચ્છાનો, કરીને આશ્રય,
આશાથી નિર્ભય, થાય પાપી.

(સને ૧૯૦૪.)

---

## તુંગભદ્રા.

(ઉપજાતિ).

(મદ્રાસ જતાં રેલવેના પુલ પરથી જણાયેલા દેખાવ ઉપરથી).

બીજી નદીઓ દિઠિ છે ઘણી મેં,
ન તુંગભદ્રા સમિ કો નદી છે,
એમાં નથી પાણીનું મ્હોટું પૂર,
જાયે ન એનો રવ ઘોર દૂર, ૧

દોડે ન એમાં જલસ્રોત વેગે,
તરંગ ઉંચા ન જણાય એકે;
પરંતુ એની દિઠિ એવી મુદ્રા,
કે લાગ્યું 'બીજી નથિ તુંગભદ્રા'. ૨

અનેક એમાં પડી છે શિલાઓ,
જે મધ્ય જાયે જલના પ્રવાહો;
રોકે શિલાઓ જલને ન લેશ,
પામે શિલાઓ જલથી ન કલેશ. ૩

કો કો શિલાને જલ ઘેરિ લે છે,
ધિમે ધિમે ગોળ બનાવિ દે છે;
કો કો શિલાઓ જલને નચાવે,
ને ઝીણી ઝીણી લહરી કરાવે. ૪

કો કો શિલા એકલડી પડી છે,
કો કો શિલા જૂથ કરી રહી છે;
કો કો શિલાનું તટ છે ન ભીનું,
કો કો શિલાએ બહુ પાણી પીધું. ૫

પ્રશાન્તિ આવી હૃદયે ન મારે,
ના ત્યાં શિલા ને જલ મિશ્ર થાયે;
રચે ન અન્યોન્યની રમ્યતા ત્યાં,
ને ના ગ્રહે માર્ગ જુદા જુદા ત્યાં. ૬
તટે તટે એ નદીને હું જાઉં,
ને શાન્તિ કેરું મૂળ શોધિ કાઢું;
અનેક એવી થતિ ઊર્મિ ચિત્તે,
ને મર્મ જે હા ! ગમતી પછી તે. ૭

( સને ૧૯૦૪. )

---

## સ્તોત્ર.

(રાગ જીવનપુરી, તાલ ત્રિવટ)

ભજો મધુર હરિનામ, નિરંતર (ધ્રુવ).
સરળ ભાવથી હરિ ભજે જે,
પામે તે સુખધામ. નિરંતર૦
હરિ જ સુખ છે, હરિ જ શાન્તિ,
હરિ જ પ્રાણારામ, નિરંતર૦
હરિ જ પાપથી મુક્ત કરે, જે
ભજન કરે અવિરામ. નિરંતર૦

( સન ૧૯૦૫. )

---

## સ્તોત્ર.

( રાગ આશાવરી, તાલ ત્રિતાલ. )

દીનતણો હરિ નાથ, અમારો,
દીનતણો હરિ નાથ ॥ ધ્રુ૦ ॥
દીન તિરસ્કૃત મૂઢ પતિતનો,
પ્રભુ છે જનનીતાત. અમારો. ૧

નામામૃતના નિત્ય પાનથી,
પ્રાણ થયો બહુ શાન્ત. અમારો. ૨
ભવકાનનમાં મુનિજનદર્શિત,
ભક્તિમાર્ગ અભ્રાન્ત. અમારો. ૩
તે જ માર્ગ અનુસરવાથી,
થાશે જન્મ કૃતાર્થ. અમારો. ૪

( સન ૧૯૦૫. )

---

### યાચના.

( ઉપજાતિ. )

તને કહ્યો છે પ્રભુ! 'દીનબન્ધુ',
ન દીનતાનું મુજમાંહિં બિન્દુ;
દીનો પ્રતે તું પ્રભુ! છે કૃપાળુ,
તોયે વૃથા હું અભિમાન ધારું. ૧.
તું નિર્ધનોનો પ્રભુ! પાળનાર,
છે મારિ તૃષ્ણા ધનની અપાર;
દરિદ્રિ તારો બહુ પ્રેમ પામે,
ન લોભ તોયે મુજનો વિરામે. ૨.
અનાથનો નાથ સદા પ્રભૂ! તું ,
હું નાથ જાતે થઈને ફરું છું;
સર્વેતણો છે પ્રભુ! તું શરણ્ય,
હું ખોળું અર્થો કંઈ ક્ષુદ્ર અન્ય. ૩.
મને બનાવો પ્રભુ! નમ્ર દીન,
તૃષ્ણા વિનાનો ધનલોભહીન;
અનાથ કંગાલ મને બનાવો,
ને, નાથ–બન્ધુ–ધન મુજ થાઓ. ૪.

( સને ૧૯૧૦. )

---

## મૂલ્યજ્ઞાન પ્રાર્થના.

(ઉપજાતિ)

પદાર્થ જે એહિક સર્વ તેનું
સુવર્ણથી મૂલ્ય અમે કરંતા,
વિશ્વેશ તું અપ્રતિમ પ્રભુ જે,
અમે ઉવેખ્યો રજ તુલ્ય તેને. ૧

જે જે રમો ઇન્દ્રિયગમ્ય તેમા
આદર્શ રૂપે મધુને ગણુતા,
રસેશ તુ જે અમૃતાબ્ધિ દિવ્ય,
અમે વિસાર્યો વિષ તુલ્ય તેને ૨

જે રંગરૂપે રચના અનિત્ય,
તેને અમે પદ્મની કાન્તિ કહેતા,
તું નિત્ય જે અદ્ભુત જ્યોતિ તેને,
અમે ગણ્યો દુર્ગમ અંધકાર. ૩

સુવર્ણથી કે મધુથી ન થાતું,
જે મૂલ્ય તારુ, નહિ પદ્મથી જે,
અગમ્ય તે પારખવુ સુમૂલ્ય,
કૃપા કરો કે શિખિએ અમે તે. ૪

(સને ૧૯૧૧.)

---

## તરણબલ પ્રાર્થના.

(અભંગ)

હરિ! હવે તારે, આવ્યો છુ શરણ,
કરજે રક્ષણ, પ્રભુ મારું. ૧

બહુજ પોકાર, બહુને મેં કીધા;
બહુ માર્ગ લીધા, ક્ષેમ માટે.

નહિં કોઇ આવ્યા, હરિ મારી વારે;
નહિં કોઇ તારે, ભવાબ્ધિમાં. ૩
તરવાનું બળ, ખુટયું સર્વ મુજ;
હવે મુજ ભુજ, પડે હેઠા. ૪
ઐહિક જે કામ, માન્યા તેને દેવ;
કરી તેની સેવ, ઉત્કંઠાથી. ૫
તેની સહાયતા, માગી વારંવાર;
અશક્ત નિઃસાર, હવે જાણ્યા. ૬
હરિ તમે એક, ત્રાતા ને શરણ્ય;
નહિં કોઇ અન્ય, છે સમર્થ. ૭
તારો હરિ તારો, તારો દીન બાળ,
ડુબવાનો કાલ, આવ્યો પાસે. ૮

( સને ૧૯૧૧. )

---

## આનંદપૂર્ણ આવકાર.

( હરિગીત )

જય! ચક્રવર્તી રાજરાજા! ચક્રવર્તિનિ રાજ્ઞિ! જય!
સ્વાગત વદંતો હિંદ આખો સ્વસ્તિ ભણતો પ્રીતિમય;
થઈ ધન્ય ભારતભૂમિ કે અત્રે પધાર્યાં પ્રેમથી,
સમ્રાટ રાજા જ્યોર્જ પંચમ રાણિ મેરી શ્રીમતી. ૧
આઘું હજારો કોસ છે ઇંગ્લાંડમાં સિંહાસન,
પણ ઉર અમારાં–આપનાં વચ્ચે નથી કંઇ અંતર;
થયું દૂર અન્તર દેશનું પણ, હર્ષ આજે સ્થળ સ્થળે,
રાજેન્દ્ર ને રાજ્ઞી દીપે, પ્રત્યક્ષ આ ભૂમિ પરે. ૨
જે જ્યોતિઓના પુંજથી યશભાનુ સ્ફુરતો આપનો,
તે પુંજમાં ઔજ્જ્વલ્યથી આ હિંદ ચળકે અવનવો;

આ હિંદ કેરી રાજનિષ્ઠા સૌમ્ય દૃઢ ને શાન્ત છે,
આ હિંદની જે રાજસેવા અન્યથી ના થઇ શકે ૩
આરોગ્યથી સુક્ષેમથી આ દેશમાંહે વિચરજો,
આ દેશ કેરા પ્રેમનો અભિષેક મંગળ ધારજો,
કલ્યાણમય પથ આપનો તે વિજય અતિશય પામજો,
શુભ દર્શનેથી હિંદના સહુ દુરિત દુઃખો ટાળજો ૪

(સને ૧૯૧૧.)

---

## ઇશ્વરાજ્ઞાનું વહન.

(વંશસ્થ)

હું બાણુ તારૂં, પ્રભુ! તું ધનુર્ધરે,
હલેસું હું ને પ્રભુ! છે તુ નાવિક;
હું પીછિ ને તું પ્રભુ! ચિત્રકાર છે,
હું સૂત્ર ને તું પ્રભુ! સૂત્રધાર છે. ૧
હું વેણુ છું ને પ્રભુ! છે તું વાદક,
હું લેખની ને પ્રભુ! છે તું લેખક;
હું ટંક તારો, પ્રભુ! શિલ્પકાર તું,
હું છું સુવા ને પ્રભુ! હોમનાર તું. ૨
સમર્પિ જે જે ગતિ તેં મને પ્રભુ!
જે પ્રેરણાધારણ તે મને દીધું,
જે શાસનો તેં મુજમાં જગાવિયા—
અમોઘ અત્રંશ પળાય સર્વથા, ૩
સામર્થ્ય એવું પ્રભુ! આપજે મને,
ને શસ્ત્ર સાચું મુજને બનાવજે,
આદેશ તારા લઇ જાઉં સિદ્ધિએ,
સંકલ્પ તારા ગુંથું મારિ બુદ્ધિએ. ૪

### શાલિની.

વિધ વિધ પ્રભુ ! તારાં સાધનો વિશ્વકાર્યે,
પૃથકપૃથક રીતે યોજના તારી સાધે;
મનુજ પણ ધરે છે કાર્યસંદેશ તારો,
બળ સફળ થવાનું માત્ર તું આપનારો. ૫

( સને ૧૯૧૧. )

---

## વિભૂતિ પ્રાર્થના.

(ગીતિ)

પૂરો છો પ્રભુ જે જે રેખાઓ મેઘધનુષને રંગે,
સ્ફુટ અસ્ફુટ અર્ધસ્ફુટ પૂરો મુજ હૃદયને બધે અંગે. ૧
સિંચો છો પ્રભુ જે જે અમૃતભર્યો રસ મધુર સોમબિંબે;
જીવન બહુ બહુ દેતો, સિંચો મુજ હૃદયને બધે રંધ્રે. ૨
પ્રેરો છો પ્રભુ જે જે ગતિ ઉલ્લસતી સરિતજલ તરંગે;
ઊર્મિ જગવતી વિધવિધ, પ્રેરો મુજ હૃદયને બધે કંપે. ૩
પ્રભુ જે જે નાદો જગવિચરતા પવન ઉદરે;
ધ્વનિ પ્રતિધ્વનિ કરંતા, ફૂંકો મુજ હૃદયને બધે વિવરે. ૪
આપો છો પ્રભુ જે જે વિભૂતિ જગને કૃપાસુધા પૂરે,
તે થકિ નવ પ્રભુ રાખો, દીન હૃદય આ કદી જરા દૂરે. ૫

( સને ૧૯૧૧. )

---

## બિમ્બ પ્રતિબિમ્બ.

(તોટક છંદ).

ગિરિરાજ ! તમે બહુ વીર્ય ધરો,
નયનો કંઇ કૌતુકપૂર્ણ કરો;
કંઇ તત્ત્વ ઉંડાં તમ માંહિ ભર્યાં,
તમ રત્નનિધિ નવ જાય ગણ્યા. ૧

ધનગર્જન જ્યાં ઉતરે નભથી,
પ્રતિશબ્દ દિયો તમ અન્તરથી,
રવિ તેજ જ્યહાં તમ સ્પર્શ કરે,
ઝળકાવી મુકો પ્રતિબિમ્બ તમે. ૨

વિંટળાઇ વળી મહી જે તમને,
તમ ઉન્નતિને રહી ટેકવી જે;
ઉરથી ઉપજાવી ઝરા રસના,
મહી તે અભિષિક્ત તમે કરતા ૩

અવલમ્બન જે તમ કેરું ગ્રહે,
તમ સંગતિ જે નિજ લક્ષ્ય કરે,
સહુ પ્રાપ્ત કરે તમ પાસ ફલ,
નહિ છોડયુ વૃથા તમ ભીમ બલ. ૪

તમ સન્નિધ હું પણ આવી ઉભો,
તમ આશ્રિત હું ગિરિરાજ વિભો!
મુજ તર્ક અને મુજ વેગ બધા,
તમ મૂર્તિ ભણી ગતિમન્ત કીધા. ૫

પ્રતિશબ્દ દિયો મુજને કંઇ હા!
મુજ ચિદ્ગતિના સુણવો પડઘા;
પ્રતિબિમ્બનું દર્શન દ્યો મુજને.
મુજ કલ્પન જ્યાં અડિયું શિખરે. ૬

તમ કુક્ષિ વિષે મુજ આત્મ વસ્યો,
તમ ગૌરવપુજની માંહ્ય ધસ્યો,
કંઇ નિર્ઝર ઉદ્ભવ સદ્ય કરો,
અમિ-વર્ષણથી મુજ ક્લાન્તિ હરો. ૭

પ્રતિશબ્દ વિના પ્રતિબિમ્બ વિના,
સહુ શબ્દ વૃથા સહુ બિમ્બ વૃથા;

હૃદસ્પર્શ થકી નહિ સ્રોત વહ્યા,
તહિં સ્પર્શ વૃથા, તહિં ભક્તિ વૃથા. ૮
મુજ જીવન-ભાવ-વિચાર સહુ,
ગિરિ! નાખું છું એ તમ ઉપર હું;
અથડાઈ કરે પ્રતિરૂપ નવાં,—
રહી એહ સ્પૃહા મુજ અન્તરમાં. ૯
પટબાહ્ય વડે જગરૂપ વીંટયાં,
પરખાય નહીં પ્રતિછાય વિના;
બહુ ઘોષ મહીં ધ્વનિ જેહ ભળ્યા,
નહિં વીણ પ્રતિધ્વનિ જાય કળ્યા. ૧૦
તમવીણ સમર્થ ન કોઈ ખરે,
જગવેગ બધા ખમી જેહ શકે;
ખમી વેગ દિયે પ્રતિરૂપ અને,
હૃદસ્પર્શ સહી રસવન્ત બને. ૧૧
ગિરિરાજ! અનુગ્રહ એક કરો,
મુજ વેગ ગ્રહી સહુ ફેરવી દ્યો;
પછી જીવન એકવડું ન દિસે,
પણ આન્તર બાહ્ય મળી વિકસે. ૧૨

---

## ઇશ્વરેચ્છા.

(શિખરિણી.)

તમારી ઇચ્છાને પ્રબલ ગણતાં નાથ! શિખવો,
તમારી ઇચ્છામાં સકલ અમ સંકલ્પ શમવો;
તમારી ઇચ્છાનું પ્રબલપણું નિત્યે ઉચ્ચરીએ,
અમારી ઇચ્છાનું તદપિ બહુ પ્રાધાન્ય ગણીએ. ૧

અમારી ઇચ્છાને કદિ સફલતા જો ન મળતી,
અમે કલ્પન્તા ત્યાં સહુ પ્રકૃતિને નિષ્ફલ જતી;
અમે ના લેખન્તા પ્રબલ તુજ ઇચ્છા પ્રકૃતિમા,
અમારી ઇચ્છાથી વિફલ ન થતી તારિ રચના. ૨

અમારી ઇચ્છાને કદિ સફલતા જો ન મળતી,
નિરાશાએ ઘેરી પ્રકૃતિ અમને મર્મ દિસતી,
અમે ના લેખન્તા પ્રકૃતિ કરિ આનન્દમય તેં–
અમારા મોહેથી વિકૃતિ નહિ તેમા કદિ બને. ૩

તમારી ઇચ્છામાં સકલ સુખનું મૂળ પ્રભુ છે,
તમારી ઇચ્છામા સકલ ગતિનું કેન્દ્ર રહ્યુ છે,
તમારી ઇચ્છાનો ધ્વનિ મધુર વ્યાપ્યો જગતમા,
અમારી ઇચ્છાના સ્વર વિષમ હોજો નહિ ત્યદા. ૪

(સને ૧૯૧૨).

## (૧)
## તારાનું અભિજ્ઞાન.

ઇસ્ટ ઇન્ડિયા રેલવે પર ભારે અકસ્માત થયો હતો. રાત્રે બે ટ્રેનો અથડાઈ પાટા ઉપરથી ખસી ગઇ હતી અને બન્ને ટ્રેનમાંના ઘણા ઉતારૂઓને ભયંકર ઇજા થઇ હતી.

અકસ્માતના સ્થળની બન્ને તરફ સ્ટેશનો આઘા હતા અને ખબર પહોંચતા મદદ કરનારા આવી પહોંચે તેને વાર થાય એ સ્વાભાવિક હતું. સુભાગ્યે એક ટ્રેનમાંથી કેટલાક ઉતારૂઓ સહીસલામત બહાર નિકળ્યા હતા. તેમાંના થોડાક દિઙ્મૂઢ થઈ ન જતા હિમ્મતથી અને સમયસૂચકતાથી સંકટમાં પડેલાને બચાવવા અને મદદ કરવા નિકળ્યા. એકઠા થઈ ખાસ પ્રયાસ થાય તેમ નહોતું તેથી જેને જ્યાં અનુકૂળ લાગ્યું ત્યાં તેણે ખોળ કરવા માંડી.

હરિવિઠ્ઠલને અને તેની સાથના મંડળને કાંઇ પણ ઇજા થઇ નહોતી, અને પોતાનો સામાન પણ ટ્રેનમાંથી તેઓ બહાર કહાડી શક્યા હતા. રાત્રિ ઘણી ભયંકર લાગતી હતી અને એવે વખતે પોતાના મંડળને મુકીને આઘે જવામાં ઘણું સાહસ હતું. તોપણ દયા અને પરોપકારની વૃત્તિ દાબી શકાઈ નહિં, અને હરિવિઠ્ઠલ પણ વાગેલાને જોવા નિકળ્યો. ભાગેલી ગાડીઓના કકડા, વેરાઇ ગયેલો સરસામાન, અને ખોદાઈ ગયેલી માટીમાં થઇ આગળ વધવું એ સહેલું નહોતું, અને જ્યાં વચમાં કોઇ કોઈ ઠેકાણે એવા કાંઇ અંતરાય નહોતા ત્યાં વગડામાંના ઝાંખરા તો હતા જ. એ સહુ ખુંદતો ખુંદતો અને તારાના અજવાળાથી આસપાસ નજર કરતો હરિવિઠ્ઠલ આગળ વધતો હતો, ત્યાં કાંઇ પોચી વસ્તુ પગે અથડાઇ. વાંકા વળીને જોયું પણ બરાબર માલમ પડયું નહિં તેથી ગજવામાંથી પેટી કહાડીને દીવાસળી સળગાવી. કોઇ માણસ બેભાન થઇ પડેલો હતો એક પછી એક

દીવાસળીઓ સળગાવી તેનો ચહેરો તપાસ્યો, પણ તેના મ્હોં ઉપર એટલે બધે ઠેકાણે સહોરાયું હતું અને વાગ્યું હતું કે મુખાકૃતિ સહેજ ઓળખાય તેવી નહોતી. પરંતુ તેની પાસે પડેલી પાઘડી નજરે પડતાં હરિવિઠ્ઠલને વિશેષ આકર્ષણ થયું. એ માણસ ગુજરાતી તો હતો જ, અને પોતાના પ્રાન્તનો માણસ દેશાવરમાં મળતાં ઉદ્દ્ભવતી પક્ષપાતવૃત્તિને આવે સમયે વિશેષ ઉત્તેજનનું કારણ હતું. બૂમ પાડી મદદમાં એક બે જણને તેણે બોલાવ્યા અને તે બેભાન થયેલાને પોતાના મંડળને મુકામે તે લઈ ગયો. હરિવિઠ્ઠલની સ્ત્રીએ પુછ્યું, “આ કોણ?”

“કોણ છે તે ખબર નથી, પણ ગુજરાતનો છે. બીચારાને બહુ વાગ્યું છે, અને કોઈ એની સંભાળ લે એમ નથી.”

“અત્યારે તો આપણે એ બીચારાં છીએ અને આપણીએ કોઇ સંભાળ લે એમ નથી.”

“ત્યારે આપણામાં આ એક વધારે.”

“પણ આની ઉઠવેઠ શી રીતે કરીશું? અહીં રહીશું કેમ એનું આપણું પોતાનું તો ઠેકાણું નથી.”

“સહુ ઇશ્વિરેચ્છા હશે તેમ થશે. આને મદદ કરવાની ફરજ આપણે માથે આવી છે તો તે ખુશીથી કબુલ કરી લેવી એ આપણું કામ છે. અગાડી કેમ થશે એ ઇશ્વરના હાથમાં છે. આપણે બચ્યાં છીએ એ જ કેવું નવાઈ જેવું છે! તારા! તું આની પાસે બેસ અને થાય તેવી સારવાર કર.”

ઇજા પામેલા માણસને આણ્યો તે જ વખતે તારાએ તેને માટે બીછાનું પાથરી આપ્યું હતું, અને પોતાની સ્ત્રીની કઠણતાથી કાંઇક નિરાશ થઇ હરિવિઠ્ઠલે તારાની દયાવૃત્તિ પર આધાર મૂક્યો.

ઇજા પામેલા માણસ માટે તજવીજ થઇ શકે એમ છે કે કેમ તેની શોધમાં હરિવિઠ્ઠલ ગયો. તેની સ્ત્રીએ ‘સ્ટવ’ સળગાવી ચાહ

કરવા માંડી. એક બે માણુસ નજીકમા ગામ છે કે કેમ તેની તપાસ કરવા ગયા. સહુ જુદા જુદા કામમા રોકાયા અને તારા તે માંદા માણુસના બીજાના આગળ એકલી પડી. તેના દુઃખ પરથી પોતાની દુઃખી દશા તરફ તેના વિચાર ગયા ભૂતકાળ સાભર્યો. પાચ વર્ષ ઉપરની હકીકત તેના મન આગળ તાજી થઇ. એનું લગ્ન કેવી ખુશાલીથી થયેલુ, તેણે અને તેના પતિએ કેવા આનંદમય જીવનના સંકલ્પ કરેલા, અને એ સર્વ સુખનો ભાગ્યોદય એક વીંટીના નજીવા પ્રસંગથી કેવો અટકી પડયો, તેનો અપરાધ ન છતા ગેરસમજથી પતિનો તેના પર કેવો રોષ થયો, પતિએ તેની નિર્દોષતા ન માનતા કેવી દીન અવસ્થામા પીયેર મોકલી દીધી તે એ સર્વ એક પછી એક ક્રમમા તારાના ચિત્ત આગળ તાદૃશ્ય ઉત્પન્ન થયુ. દુખીયારી માને ઘેર કાઢેલા પાચ વર્ષમા બધા દિવસ સરખા જ દુઃખમય ગયા હતા, અને દુઃખ કાંઇક વિસરવા મામી માસા સાથે જાત્રાએ કરવા નિકળતા એ હેતુ સફળ થતો નહોતો, તો આવા ભયંકર અકસ્માતમા હુ શા સુખ માટે બચી હઇશ, મારા દુઃખનો અંત આવવાનો આવો સહેલો પ્રસંગ કેમ છટકી ગયો હશે, એ વિચાર તારાના મનમા ઉદ્‌ભવવા લાગ્યો. પણ ઇશ્વિર પરની શ્રદ્ધાને કલ્પના ઉચિત નથી, ઇશ્વિરને યોગ્ય લાગે છે તે જ થાય છે એ સમજતા તારાએ એ વિચારશ્રેણી મુકી દીધી.

હરિવિઠ્ઠલ ઉતારૂઓમાથી એક ડાકતરને ખોળી લાવ્યો, તેણે દરદીને દવા આપી પણ દવા કરતા સારવારની અને આરામની વધારે જરૂર છે, અને સારી સારવારથી તે જરૂર બચશે એમ કહ્યુ. તારાએ માંદાની માવજત કરવાનુ શિખવામા પોતાના દુઃખી વર્ષ કાઢયાં હતા અને તારાની સારવાર દાકતરે પસંદ કરી તેથી દરદી તારાના હવાલામા કાયમ રહ્યો. પાસેના ગામમાથી દૂધ આવ્યુ અને દરદીમા કાંઇક જાગૃતિ આવી. પણ દાકતરની આજ્ઞા પ્રમાણે તેને દવા પાઇ ઉંઘાડી દીધો.

સવાર થતાં વધારે સહાયતા આવી પહોંચી. રેલવેના માણસોએ આવી ઇજા પામેલા માણસો માટે માંડવા ઉભા કર્યા. રેલવેના દાક્તરો આવ્યા હતા પણ સારવારની બીજી સગવડ થતાં વાર લાગે તેમ હતું. સાજા ઉતારૂઓ માટે સાંજ સુધીમાં ટ્રેનો ચાલતી થશે એમ ખબર મળી, પણ હવાલામાં લીધેલા દરદીને સાથે લેવાય ત્યાંસુધી નિકળવું નહિં એમ હરિવિઠ્ઠલે નિશ્ચય કર્યો હતો.

કેટલાક કલાક સુધી તો દરદી ઓઢીને સુઇ રહ્યો, પણ બપોર પછી તે હોશીઆર થવા લાગ્યો. હરિવિઠ્ઠલે અકસ્માતની અને તે પછીની હકીકત તેને ધીમે ધીમે કહી, અને તેની સંભાળ રખાશે એવો તેને દિલાસો આપ્યો. આરામ લઇ સાંજે તે ફરી જાગ્યો ત્યારે તેની મંદતા તદ્દન જતી રહી હતી. સારવાર માટે તે તારા તરફ ઉપકારવૃત્તિથી જોવા લાગ્યો. તારા તેને ઓસડ પાવા વાંકી વળી હતી એવામાં તે એકાએક બેઠો થયો અને બોલ્યો,

"કોણ ? તારા !"

"કોણ ? તમે— ? પણ દાકતરે બેઠા થવાની ના કહી છે."

તારાએ તેને પાછો સુવાડયો. સુઇને તે ફરી બોલ્યો, " મને ખ્યાલ જ નહિં કે અહીં આપણે આવી રીતે મળીશું."

"કોઇને પણ એવો ખ્યાલ શી રીતે હોય ? હજી તમને કોઇએ ઓળખ્યા નથી."

હાલ એકાએક કોઇને ખબર આપવી એ તારાને ઠીક ન લાગ્યું. તેથી તારા કાંજી લેવા ગઇ પણ કોઇને વાત કરી નહિં. તારાની ગેરહાજરી દરમ્યાન જગજીવનને પોતાની પાછલી વર્તણુક વિશે વિચાર થવા લાગ્યો. તારા તરફનું પોતાનું આચરણ ક્રૂર હતું એમ તેને લાગવા માંડયું. પણ વીંટીની હકીકત સાંભરી. પિતાના પૂર્વજને રાજ દરબાર તરફથી ઇનામમાં મળેલી વીંટી, પિતાએ મરતી વખતે ખાસ સાચવી રાખવા અને વંશપરંપરા કુટુંબમાં રાખવા આપેલી વીંટી, તારાએ જ પોતાની કાકીની શીખવણીથી લઇ લીધી;

અને ઘણા વખતથી તે વીંટી માટે અદેખાઇ કરના પોતાના કાકાને આપી દીધી એની જગજીવનને ખાતરી હતી, અને એવા અપરાધની ક્ષમા કેમ થાય એ વિચાર આવતા તેની દયાવૃત્તિ દૂર થવા લાગી. એ સર્વ વિસરવા માટે તેણે પાસું ફેરવ્યું. એવામા તે નજર પડેલી પાનની નાની પેટી નજરે પડી. લગ્ન પછી એ પેટી પોતે જ તારાને આપેલી એ યાદ આવતા તેણે કોમલવૃત્તિથી પેટી હાથમાં લીધી અને ઉઘાડી. સોપારીનો ભૂકો ફિંદતા વાળેલો કાગળ હાથમા આવ્યો ને ઉઘાડીને વાંચ્યો. વાચતા વાર તેના રોમેરોમ ઉભા થયા અને તરત બેઠો થયો. બેસવું નહિ એ દાક્તરની સજા તેને યાદ આવી પણ તેનું ચિત્ત એટલું ઉશ્કેરાયુ હતું કે સુઇને શાન્ત થવાની ઇચ્છા જતી રહી હતી. એટલામાં તારા આવી તેને જોઇ તેણે ઉદ્ગાર કર્યો,

"તારા, એમા તારો કશો વાંક જ નહોતો. તે મને કેમ સમજાવ્યુ નહિં !"

"તમે ક્યા સાભળતા હતા? પણ હવે એ વાતને શું કામ સંભારવી !"

"મોટાભાઇની વહુએ મરતા પહેલા તારા પર લખેલા આ કાગળથી મારી ખાતરી થઇ કે એ વીંટી એણે તને પુછ્યા વિના તારી પેટીમાથી જોવા લીધેલી અને પછી ખોળાખોળ થવાથી ને પાછી આપવાની એની હિમત ચાલેલી નહિ પણ છાનામાના મારા ઇસ્કોતરમા મુકી દીધેલી. મારા ઇસ્કોતરમા તો એ કદી હતી જ નહિં. અને તારા કાકા પાસે એ ક્યાથી આવી ?"

"મારા કાકા પાસે એ વીંટી છે જ નહિ. તમે જોયેલી તે એ વીંટી જેવી એમણે પોતાના મનના સંતોષ માટે કરાવી છે, કેમકે, અસલ વીંટી એમના પૂર્વજને ખરેખરી રીતે મળવા જોગ હતી એમ એ માને છે તમારી વીટી ખોવાયાનું સાભળી તમને ચીડવવા એ નકલી વીંટી ખાસ કરીને પહેરવા માંડી છે.

"મારા અપરાધની તો તું ક્ષમા નહિં કરે ?"

"મારી તે ક્ષમા માગવાની હોય ? એ તો અઘટિત છે."

એવામાં દરદીનો સામાન ત્યાં આવ્યો. તેણે આપેલી સૂચના પ્રમાણે હરિવિઠ્ઠલે તેનો સામાન શોધી કહાડી એકઠો કર્યો હતો. સામાન લાવનાર માણસે કહ્યું, "ગાડીમાંથી તમારો આ ઇસ્કોતરો ઘસી પડતાં તુટી ગયેલો અને તેમાંની આ ચીજો વેરાઈ ગયેલી તે એકઠી કરી છે. આ ખાનું તુટી ગયું છે તેની હેઠળ તેના પાટીઆની તડમાં આ વીંટી ભરાઇ રહેલી છે."

માણસ સામાન મુકીને ચાલ્યો ગયો. વીંટી જોઇને તારા અને જગજીવન સ્તબ્ધ થઈ ગયાં. આખરે તારાએ મૌનભંગ કર્યો અને તે બોલી, 'આ એ જ વીંટી.'

જગજીવને કહ્યું, 'એ જ, ઇશ્વિર સર્વ મધુર વસ્તુઓની પ્રાપ્તિ એકસાથે જ કરાવે છે. આટલાં વર્ષ આ વીંટી આ ઇસ્કોતરાની તડમાં ભરાઇ રહી તે અત્યારે જ બહાર આવી ! દુષ્યન્તને તો પ્રથમ વીંટી મળ્યા પછી શકુન્તલાનું અભિજ્ઞાન થયું અને તે પછી ઘણે કાળે પશ્ચાત્તાપ અને દુઃખ વેઠયા પછી શકુન્તલા મળી આવી. પણ મને તે વીંટી પહેલાં મારી શકુન્તલા મળી અને વીંટી વગર સહજ ઓળખાઈ."

મનાયેલાં પતિપત્ની સમક્ષ આપણે વધારે વાર રોકાવું ઉચિત નથી.

બીજે દહાડે સવારે જગજીવનને લગભગ આરામ થઈ ગયો હતો, પણ તેણે મહોંપર પાટા કાયમ રાખ્યા હતા અને તેને કોઇ ઓળખી શક્યું નહોતું. બન્ને ટ્રેનના ઉતારૂઓને પોતપોતાની દિશામાં આગળ મુસાફરી કરવા સારૂ કેટલેક છેટે બે ટ્રેનો આવીને ઉભી હતી. હરિવિઠ્ઠલે દરદીને પોતાની સાથે કાશી આવવા કહ્યું, પણ તેણે કહ્યું કે "હું હવે સાજો થયો છું અને મારા વીમાના ધંધા સંબંધે મારે મુંબાઈ વહેલા જવાની જરૂર છે." માણસો સામાન ઉચકી જવા લાગ્યા

એટલે જગજીવને તારાની પેટી પોતાના સામાન માથે મુકાવી. હરિવિઠ્ઠલે આશ્ચર્ય પામી સામુ જોયુ. જગજીવને કહ્યું, 'એ મારી માથે મુબાઇ આવશે ! "

" એટલે ? "

" આપે મને હજી ઓળખ્યો નહિ ? " જગજીવને મહોપરના પાટા છોડી નાખ્યા અને હરિવિઠ્ઠલને પગે પડયો બધી હકીકત કહી જગજીવન બોલ્યો,

" આ અકસ્માત ન થયો હોત તો આપણે એક બીજાની નજીક ટ્રેનમા પસાર થયા છીએ એ પણ જાણત નહિ અને આ વીંટી પણ જડત નહિ. "

હરિવિઠ્ઠલે ઉંચું જોઇ કહ્યુ, " પ્રભુ ! તારી લીલા અગમ્ય છે !"



# ચતુર્મુખ.*

## ચાર મુખનું કૌતુક.



મારા એક સ્નેહીના કુટુંબમાં લગ્ન હતું તે પ્રસંગે હું પરગામ ગયો હતો. ત્યાંથી પાછો આવ્યો ત્યારે મારા પાડોશી સુન્દરલાલને ઘેર ઘણી ગરબડ દીઠી. બારણે લોકોનું ટોળું ભરાયું હતું, એટલે પોલીસના સીપાઇ બેઠા હતા, અને અમલદારો તથા આબરૂદાર ગૃહસ્થો ઘરમાં જતા હતા અને બહાર નિકળતા હતા. સુન્દરલાલ શ્રીમંત અને પ્રતિષ્ઠિત હતા અને આખા શહેરને નોતરવાને સમર્થ હતા. પણ તેમને ત્યાં કાંઇ ટાણું કે પ્રસંગ હતો નહિ. સંતાનમાં તેમને એક છોકરો જ હતો. તેની ઉમ્મર સાત આઠ વર્ષની હતી અને અને તેનું એ વર્ષે લગ્ન કરવાનું નહોતું. તેમના ભાઇઓને છોકરાં નહોતાં, અને બ્હેનોને છોકરીઓ હતી તે બધી પરણેલી હતી. તેથી આ ધામધુમ જોઈ મને નવાઈ લાગી અને હું સુન્દરલાલને ત્યાં ગયો. ઘણી ગરબડમાં સુન્દરલાલ મળ્યા નહિ, પણ તપાસ કરતાં જણાયું કે તેમનો છોકરો ઘરમાંથી એકાએક ગુમ થઈ ગયો હતો, અને તેનો પત્તો લાગતો નહોતો, એટલું જ નહિં પણ તે શી રીતે ખોવાઈ ગયો તે પણ સમજાતું નહોતું. સુન્દરલાલ જોડે મારે સારૂં ઓળખાણ હતું તેથી ઘેર જઇ જમી પરવારી હું એમને દિલાસો આપવા તથા મદદ કરવા ગયો. લોકો ઓછા થયા હતા અને સુન્દરલાલ મને તરત મળ્યા. મ્હોટા કુટુંબમાં એકનો એક છોકરો ઘણો લાડકો હતો, અને તેના જન્મથી મ્હોટી મિલકત દૂરના પિત્રાઇઓને હાથ જતી અટકી હતી તેથી તેનું નામ વિજય પાડ્યું હતું. ઘા ઘણો સખત હતો પણ સુન્દરલાલ સ્વભાવે ગંભીર હતા અને પોતે જ વાત કહાડી. તેમના કહેવાથી જણાયું કે ત્રણ ચાર દિવસ ઉપર સાંજે સુન્દરલાલ ઘરમાં હતા અને

* "જ્ઞાનસુધા" સન ૧૮૯૭ અંક ૧-૨ માંથી.

વિજય બીજા ઓરડામા હતો. તેને તેમણે હાક મારી. 'આવું છું' કહીને તેણે જવાબ દીધો અને ચાકરો પાસે હતો ત્યાથી ઉભો થઇ દોડતો આવવા લાગ્યો. ઓરડાઓ વચ્ચે ચોક હતો તેમા જતો પણ તેને જોયો હતો. પણ ચોક ઓળંગી તે સુન્દરલાલવાળા ઓરડામા આવ્યો જ નહિ વાર થઈ એટલે સુન્દરલાલે ફરી બુમ પાડી પણ જવાબ મળ્યો નહિ તેથી પોતે ચાકરોના ઓરડામા ગયા. ચાકરોએ કહ્યું કે 'ભાઇ તો ચોકમા થઇ હમણા જ આપની પાસે દોડતા આવ્યા છે. બારણામા થઈ ચોકમા પેસતાએ જોયા છે. અને તે પછી તો આખ મીંચીને ઉઘાડીએ એટલામા આપની પાસે આવ્યા હશે' ચોકમા તો વિજય હતો જ નહિ અને ચાકરોના અને શેઠના ઓરડા વચ્ચે ચોક સિવાય બીજું કાઇ નહોતુ એ બે ઓરડાના બારણા સિવાય ચોકમાથી જવાનો કે ચોકમા આવવાનો બીજો રસ્તો જ નહોતો. તેથી, વિજય બહાર જતો રહ્યો હોય કે બહારથી આવી કોઇ તેને લઇ ગયુ હોય તેમ નહોતુ ચોક પથ્થરની ફરસબંધીનો હતો અને તેમા કુવો હાકુ કઇ નહોતુ. આખા ઘરમા શોધ કરી અને પછી આખા ગામમા શોધ કરી પણ વિજયનો કઈ પત્તો લાગ્યો નહોતો. કોઇએ તેને રસ્તામા જતો પણ જોયો નહોતો. કોઈ ઓળખીતાઓને ત્યા પણ ગયો નહોતો તે પછી નિશાળે પણ ગયો નહોતો. ગામડાને જવાનું કાઈ કારણ નહોતુ. અને ગામડે ગયો હોય તો એક બે દહાડામા પાછો આવ્યા વિના રહે નહિ. પોલીસને ખબર આપી પણ તેમના પ્રયત્ન સર્વ નિષ્ફળ ગયા હતા. બધી હકીકત સાભળી મને સાભર્યું કે મારી સાથે નિશાળમા ભણેલા મારા જુના મિત્ર વસંતરાય પોલીસમા ફોજદારની નોકરી છોડી પેનશન લઈ શહેરમા જ રહેતા હતા. તેમની ઉમ્મર બહુ થઇ ગઈ નહોતી પણ તે કહેતા હતા કે ગુનાહ પકડવાની પોલીસ વહીવટ મુજબની રીત મને બીલકુલ પસંદ પડી નહિ અને મારી ધારણા પ્રમાણે ખાનગી કામમા તપાસ કરવાની છુટ નહિ તેથી કંટાળી મેં વહેલું

પેનશન લીધું છે. ગુનાહની અને ગુનેહગારોની ભાળ જુદી જ રીતે કહાડી શકાય છે, એમ તેમનો મત હતો. તેમની પાસે ગયાથી તેઓ મદદ કરી શકશે એમ મને લાગ્યું. મારી સલાહપર સુન્દરલાલને કંઇક વિશ્વાસ હતો તેથી અમે બન્ને વસંતરાયને ઘેર ગયા. વસંતરાય હિંચકાપર બેઠા હતા અને એક પગથી હિંચકો સહજ ઉંચો કરી સ્થિર થઈ જઇ વિચારમાં તલ્લીન થઈ ગયા હતા. અમને આવકાર આપી બેસાડયા, અને બોલ્યા, ‘ માફ કરજો. મારા એક સગાના ઘરનાં બારણાં રાત્રે કોઈ કહાડી ગયું છે તેની શોધના વિચારમાં હું હતો તેથી તમને આવતા મેં જોયા નહિ.’ મેં પુછયું, ‘ હમણાં ત્રણ ચાર દહાડાથી શહેરમાં ચોર લોકો વધારે ફરે છે ? ’

‘ એવું કંઇ નથી. ચોર લોકો જ ઘરનાં બારણાં ઉતારી જાય એવો નિયમ નથી. પણ તમે તો આ ત્રણ ચાર દહાડા શહેરમાં હતા જ નહિં ! લગ્નમાં ગયા હતા તે પરગામથી રેલ્વેમાં આજે જ આવ્યા. ’

હું ચમકયો. વસંતરાયને હું કવચિત મળતો. તે મારાથી આઘે રહેતા હતા અને મારા જવાની તેમને ખબર પડવાને સંભવ હતો જ નહિ. આશ્ચર્ય પામી મેં પુછયું, ‘ તમે કેમ જાણ્યું ? હું તમને મળ્યો નથી !’

‘ જાણવું અઘરૂં નથી. તમારા કપાળ પર કંકુના ધોઇ નાખેલા ડાઘ એટલા છે અને તમારાં લુગડામાંથી અત્તરની વાસ એટલી આવે છે કે લગ્નમાં ગયાની વાત છાની રહે તેમ નથી. તમારી ભમરમાં તથા પાંપણમાં ધૂળ ભરેલી છે અને આંખમાં કાંકરી ગયેલી છે. હાલમાં અહિં ધૂળ ઉરાડે એવો પવન નિકળતો નથી, તેથી રેલવેની મુસાફરીની વાત પણ જાણે કહી સંભળાવી હોય એમ જણાઇ આવે છે. મુસાફરીમાં થયેલો આખી રાતનો ઉજાગરો તમારી આંખો અને ધાંટા પરથી ઢાંકયો રહેતો નથી અને એટલે આઘે જઇ આવતાં ત્રણ ચાર દહાડા તો થાય જ.’

'બીજા લોકો જુવે છે તેના કરતા તમે વધારે જુવો છો! એમાં શક નથી.'

'જોઉં છું તો હુ બીજાના જેટલુ જ, પણ એવી વસ્તુઓ બીજાઓ વ્યર્થ કહાડી નાખે છે તેમ ન કરતા હુ દરેકનો ઉપયોગ કરી અનુમાન બાધુ છું વારૂ, આ રસ્તે બજાર તરફ અગાડી જતાં રસ્તો વળે છે ત્યા મ્હોટી હવેલી છે તેના ખુણા પાસે પથરો ઉભો દાટેલો છે, તેની પછાડી પાયાનો ખુણો થોડો તુટેલો છે તે તો તમે ઘણી વાર જોયો હશે. પણ તે જોઈ શુ અનુમાન કર્યું ?'

'અનુમાન તો કાંઇ નહિ. ગાડા વળતા ભીંતને ઈજા ન થાય માટે પથરો દાટેલો છે.'

'ત્યારે તેની પછાડી શા કારણથી ભીંતમા તુટેલુ છે?'

'કારણ કશુ નહિ, અકસ્માત્'

'એમ નથી. એમ હોવું જોઇએ કે પ્હેલા પથરો નહિ હોય અને એકાદ વખત ગાડાથી ભીંત ખોદાયેલી અને તે પછી પથરો દાટેલો. પથરો ભીંતની એટલો પાસે દાટ્યો છે કે હાથ ઘાલી તુટેલો ભાગ પુરી લેવાય એમ રહ્યુ નથી. તેથી હવેલી ઘણીવાર ધોળાયા રંગાયા છતા એટલું એમનુ એમ રહી ગયુ છે'

'ખરે વસંતરાય, પોલીસની ચાલાકી તમારામાથી હજી ગઈ નથી પણ પોલીસ કરતા કંઇ વધારે ચાલાકીની અપેક્ષાએ તમારી પાસે અમે આવ્યા છીએ સુન્દરલાલ મારા પડોશી છે તથા મિત્ર છે અને એમના છોકરાનો તમારા વિના કોઈ પત્તો મેળવી શકે તેમ નથી.'

મને કહી હતી તે બધી હકીકત સુન્દરલાલે કહી સભળાવી. પણ તેટલાથી વસંતરાયને સંતોષ થયો નહિ. તેમણે અનેક પ્રશ્ન પુછ્યા. 'ચોકની ઉત્તર દક્ષિણે ઓરડા છે પણ પૂર્વ પશ્ચિમે શુ છે?'

'ભીંતો છે.'

'પણ ભીંતોની પછાડી શુ છે?'

'પૂર્વે સરિયામ રસ્તો છે અને પશ્ચિમે પાછો એ જ ઘરનો બીજો એથી મ્હોટો ચોક છે.'

'એવી રીતનો ચોક તરેહવાર છે. ચોક ઘરના અંદરના ભાગમાં હોય, રસ્તા પાસે ન હોય. અને ભીંત પછાડી બીજો મ્હોટો ચોક હોય ત્યારે આખો ચોક ન રાખતાં વચ્ચે ભીંત ભરવાનું કારણ શું?'

'મને ખબર નથી. એ ચોકવાળું ઘર અસલ મારૂં પોતાનું નહિ, દક્ષિણનું ઘર મારૂં બાપીકું છે અને હું તેમાં જ રહું છું. પણ ચોકવાળું ઉત્તરનું ઘર મહાદેવ કરીને બ્રાહ્મણનું હતું તે મેં વેચાતું લીધું છે. તેણે ચોક એવો બાંધેલો. એ ઘરમાં મારા ચાકરો રહે છે.'

'મહાદેવે ઘર કેમ વેચી નાખ્યું?'

'એ હકીકત આ સંબંધમાં શી જરૂરની છે? મારા વિજયની ભાળ કહાડી આપશો તો હું અત્યંત ઉપકાર માનીશ.' સુન્દરલાલની આંખમાં આંસુ આવી ગયાં.

'એ હકીકત આ કામમાં ઘણી જરૂરની છે. આપ શાંત થાઓ અને એ ઘરની અને તેના વેચાણની સવિસ્તર હકીકત મને કહો.'

'મહાદેવની સ્ત્રી સંતાન વિના મરી ગયા પછી તે કંઇક ગાંડા જેવો થઈ ગયો હતો. બીજી સ્ત્રી પરણ્યો પણ તેને છોકરાં થયાં નહિ. તે જપ જાપ બહુ કરતો. રાત્રે ઘરમાં અને રસ્તે એકલો ફર્યા કરતો. તેના ઘરની દક્ષિણે અને પશ્ચિમે છુટી જમીન હતી અને એ જમીનપર પહેલાં ઘર હશે પણ તે પડી ગયું હતું. અને દક્ષિણની જમીન સરિયામ રસ્તામાં પડતી. એ તરફથી લોકો જમીનમાં આવતા તે તેને નાપસંદ હતું અને લોકોને અટકાવવા તેણે રસ્તાની બાજુએ ઉંચી ભીંત ચણાવી અને છુટી જમીનમાં ચોક કરાવ્યો. તે પછી થોડા વખતે વળી પોતાના ઘરના પ્હોળાણ જેટલો દક્ષિણનો ચોક એટલી જ ઉંચી ભીંત બાંધી જુદો પાડ્યો અને તેમાં ફરસબંધી કરી.'

વસંતરાયે વચ્ચે અટકાવી પૂછ્યું, 'બારીના પશ્ચિમના ચોકમાં કરસબંધી નથી?'

'ના છોબંધ છે.'

'અને રસ્તા પર પડતા દક્ષિણના ચોકને આવવાના બારણાં ક્યાં ક્યાં છે?'

'રસ્તા પર તો બારણું પડતુ જ નથી. ઉત્તરે ઘરના કરામા પણ બારણું નહોતું. તે મે પડાવ્યું, અને ગાસુ ભાગ કરામા બારણું મુક્યુ કે બે ઘરમાં આવવા જવાનુ સુગમ થાય. મહાદેવના વખતમા તો ફક્ત ચોકની પશ્ચિમે જ બારણુ હતુ, અને તેને તાળું રહેતુ હતુ. તેમાંથી મ્હોટા ચોકમા જવાતું અને ત્યાથી પછી પાછલે બારણે તેના ઘરમા જવાતું.'

'ખરે બહુ વિચિત્ર હકીકત છે, અગાડી ચલાવો.'

'મહાદેવના પશ્ચિમના ચોકની ભીંતો પણ બહુ ઉંચી કરી હતી અને તેથી માગ કે આસપાસના બીજા કોઇ ઘરમાથી કંઇ દેખાતું નહિ. મે તેની પાસે એનું ઘર બહુ વાર વેચાતુ માગ્યુ હતુ, પણ તે સારૂ ના કહેતો અને ઘર માગવાથી તેને ખોટુ લાગતું હતું. એવામા તે એકાએક આબે જાત્રાએ ગયો, અને ત્યા રસ્તામા એ રેલ્વે ટ્રેનો અથડાઇ તેમા તે કચરાઇ મુઓ. તેની વિધવાની ઉમ્મર નાની હતી, અને મહાદેવે કંઇ સંગ્રહ કર્યો ન હતો તથા કોઇ જોડે સ્નેહ રાખ્યો ન હતો તેથી તે નિરાધાર થઇ ગઇ. ઘર તેણે મને વેચી નાખ્યું અને જે જુજ સામાન હતો તે લેઇ પોતાને પિયેર આબે ગાયકવાડી ગામ જતી રહી.'

'મહાદેવને મરી ગયાને કેટલો વખત થયો?'

'ત્રણ મહિના જ થયા છે.'

'તેના મરી ગયાની ખાતરી શી રીતે થઇ?'

'ટ્રેનો અથડાયાની ખબર આવી તે પછી તે વાત બન્યા પહેલાનો લખેલો તેનો કાગળ આવ્યો તે પરથી જણાયું કે એમાની એક

ટ્રેનમાં જ તે બેઠો હતો. દરેક ગામ પહોંચીને કાગળ લખતો પણ આ પછી તેનો કાગળ આવ્યો જ નહિ. અને તેનો એક ચાકર વિઠ્ઠલ હતો તેને તપાસ કરવા મોકલ્યો. એ તરફનાં બધાં ગામમાં તે જઇ આવ્યો. ટ્રેનો અથડાઇ ખસી પડી ત્યાં આગળથી વિઠ્ઠલને મહાદેવની પાઘડી મળી અને પોટલું મળ્યું. તેમાંના કાગળ અને બીજો સામાન જોઇ સંદેહ રહ્યો જ નહિ. મડદું તો હાથ ન લાગ્યું કેમકે ઘણાં માણસ મરી ગયાં હતાં અને બધાંને દાટી દીધાં હતાં.'

'મહાદેવના ઘરમાં તેનો પોતાનો સામાન તો કંઇ નહિ હોય ?'

'કંઇ રહ્યું નથી. પણ આ નકામું નકામું પુછીને શો ફાયદો છે ? વખત ગુમાવીએ છીએ એટલું જ.'

'વખતનો બહુ સારો ઉપયોગ થાય છે. મને મુદ્દો હાથ લાગવા માંડયો છે. વારૂ, એ વિઠ્ઠલ કયાં છે ?'

'વિઠ્ઠલ ઘણો ભોળો અને ભલો માણસ હોવાથી તેને મેં ચાકર રાખ્યો. મહાદેવ આવો અતડો છતાં અને દરિદ્રી છતાં વિઠ્ઠલની ચાકરીથી તે એવો ખુશી થયો હતો કે મરતાં પહેલાં મહિના અગાઉ તેણે પોતાનું એક બીજું નાનું ઘર બીજા મહેલ્લામાં છે તે વિઠ્ઠલને આપી દીધું હતું. વિઠ્ઠલથી મને પણ સંતોષ થયો. પણ કમનસીબે એવું બન્યું કે વિજય ખોવાયો તે દહાડે મહાદેવના ઘરના જે બારણામાંથી વિજય ચોકમાં આવ્યો તે બારણાવાળા ઓરડામાં વિઠ્ઠલ એકલો હતો અને બીજા ચાકરો તેની પછાડીના ઓરડામાં હતા. વિજય તેમની પાસે હતો ત્યાંથી ઉઠીને વિઠ્ઠલવાળા ઓરડામાં દોડતો પેઠો તે તેમણે જોયો અને વિઠ્ઠલ કબુલ કરે છે કે 'મારાવાળા ઓરમાંથી વિજયને મેં દોડતો ચોકમાં પેસતો જોયો હતો.' વિઠ્ઠલના ઓરડામાંથી વિજય આવ્યો અને ચોકમાં કે ચોકમાંથી ન આવ્યો તેથી પોલિસને તેના પર શક ગયો, અને તેને પકડયો. અને બીજે દહાડે સવારે તેના ઘરની ઝડતી લીધી તો તે સુવે છે તે ઓરડામાંથી

વિજયની ઝીક ભરેલી ટોપી અને સોનાનો દોરો મળ્યા. તેથી તેના પર વ્હેમ પૂરો બેઠો. અને સાગ કોઇ પિત્રાઇએ ઉશ્કેરી આ કૃત્ય તેની પાસે કરાવ્યુ હોવું જોઇએ એમ ધારણા થઇ. એ ખરૂ કે તે દહાડે આવું બન્યુ તેથી તે ઘેર સુવા ગયો જ નથી, પણ શોધાશોધની ગરબડમા તે ઘેર જઇ આવ્યો હોય એમ ન બને એમ નથી પણ વિજયને તે લઇ ગયો હોય એ તો સંભવતું જ નથી. કેમકે વિજય ખોવાયો ત્યાસુધી વિઠ્ઠલ ઘરમા જ હતો. હાલ તો તે કેદમા છે, પણ પકડાયો ત્યારનો આગ્રહથી કહે છે કે 'હું કંઇ જાણતો નથી અને સાગ ઘરમા ટોપી અને દોરો શી રીતે આવ્યા તે મને પણ સમજાતું નથી.'

'તમે આરંભમા કહ્યુ કે એક ઓરડામાથી બીજા ઓરડામા આવતા વચ્ચે ચોકમા વિજય ગુમ થઇ ગયો તે બરાબર નહિ. એક ઘરમાંથી બીજા ઘરમાં આવતાં વચ્ચે ચોકમાંથી તે જતો રહ્યો છે. ફીકર નહિ, હવે ઈશ્વર કરશે તો બાજી હાથમા આવશે. હકીકત બધી સાભળી. હવે તમારી સાથે હુ આવું છું. તમારૂ અને વિઠ્ઠલનું ઘર દેખાડો, અને પછી વિઠ્ઠલને મળીએ'

સુન્દરલાલનું જુનું ઘર બહુ વિશાળ હતુ અને ભરાઇ રહેવાની તેમા ઘણી જગ્યાઓ હતી. પણ વસંતરાયે તે ઝાઝું તપાસ્યું નહિ. મહાદેવના ઘરમા તે બહુ બારીકીથી ફરી વળ્યા. વિઠ્ઠલવાળા ઓરડાના બારણામા ઉભા રહી નાના ચોકની ફરસબંધી અને ભીંતો બહુ નિહાળી નિહાળીને જોઇ, લાકડીથી ભીંતો ઠોકી જોઈ, ફરસબંધી ઠોકી જોઇ પણ કંઇ પોલું જણાયુ નહિ ચોકમાં ઉપર પણ ખુલ્લું હતુ. એકે બારી પડતી નહોતી અને છાપરાની પાખ પણ આગળ આવી નહોતી. મહાદેવના ઘરના અંદરના ભાગમા કુવો હતો તેમાં દોરડું નાખી ઉતર્યાં પણ તરત પાછા આવી કહ્યું,' સાહે કાંઈ નથી.' સુન્દરલાલે નવાઇ પામી કહ્યું. 'પાણી ઘણું છે ને?' વસંતરાય બોલ્યા, 'પાણી છે પણ પવન નથી.' આનો અર્થ સમજાયો નહિ.

પણ સુન્દરલાલને તેમના પર શ્રદ્ધા જ નહોતી તેથી વધારે પુછ્યું નહિ. ટાંકામાં ઉતરી વસંતરાય વધારે ઉલટમંદ ચહેરે પાછા આવ્યા. મેં પુછ્યું, ' છોકરાને ટાંકામાં નાંખ્યો હોય એમ ધારો છો ? '

' બીલકુલ નહિ. અને ટાંકુ તો પહેલાં પણ જોવડાવ્યું છે. પરંતુ આ ટાંકાનું ઢાંકણું વાસી તાળું દઇ મને આપો. ઢાંકણું તાંબાનું અને ઘાટદાર છે, પણ ઉપરનો ટોપ આખો છતાં નીચે બાજુએ જાળી પાડી કાંણાંવાળું રાખેલું ઢાંકણું તો મેં આજે જ જોયું. '

મેં કહ્યું, ' મે. પણ ટાંકાનું એવું ઢાંકણું પ્હેલાં જોયું નથી. પણ એમાં કાંઇ વિશેષતા મને લાગતી નથી.'

' વિશેષતા ઘણી છે. પણ હજી અંદર પત્તો નથી. ચાલો હવે વિઠ્ઠલને ઘેર જઇએ ! '

વિઠ્ઠલને ઘેર પોલિસનો પહેરો હતો તેથી મુશ્કેલી પડી પણ આખરે પોલિસની પરવાનગી મળી. જે ઠેકાણેથી ટોપી અને દોરો મળ્યાં હતાં તે ઓરડાનો પોલીસે નકશો કર્યો હતો. એને તેઓ 'ખુનની જગો'–' ગુનાહવાળી જગો ' કહેતા હતા. દરેક થાંભલો, બારી, ગોખલો, ખીંટી, નકશામાં વર્ણન સાથે બતાવ્યા હતાં. વસન્તરાયને એમાં ધ્યાન આપવા જેવું લાગ્યું નહિ. ઘર બહુ નાનું હતું તેથી ઝાઝું જોવાનું નહોતું. ઘરની ત્રણે તરફ બીજા ઘરના કરા હતા તેથી આગલા સરીયામ રસ્તા સિવાય અંદર જવાનો બીજો માર્ગ નહોતો. દક્ષિણ દેશનાં ઘરોની રીત પ્રમાણે સીડીનો સાંકડો જીનો ભીંતમાં જ ચણતરથી કરેલો હતો. તેનાં પગથીયાં પર વસન્તરાયે બહુવાર ચડ ઉતર કરી. દરેક પગથીયાની કોરે પાટીઉં મુકેલું હતું તેને પોતાના પગથી ઠેસ મારી જોઈ. વચલા એક પગથીઆ પર બે હાથે ટેકીને બેઠા. થોડીવાર વિચાર કરીને બોલ્યા, ' ચાલો, હવે અહીં કંઇ જોવાનું નથી. હવે વિઠ્ઠલને મળવું જોઈએ.'

વિઠ્ઠલ કાચી કેદમા હતો અને એવા કેદીને કોઇથી મળી શકાય નહિ એ અડચણ નહી. પણ વસન્તરાયે આગ્રહ કર્યો, અને ફોજ-દારને કહ્યુ કે મારે વિઠ્ઠલનું મો જોવુ છે અને તેને એક જ સવાલ પુછવો છે. પોલીસ અમલદારની રૂબરૂ એક જ સવાલ પુછવાની પર-વાનગી મળી. નિરાશ થઈ સુન્દરલાલ ઘેર પાછા ગયા હતા, અને હું અને વસન્તરાય કાચી જેલમા ગયા. વિઠ્ઠલનો ચહેરો જોઇ વસન્તરાયે તેની આંખોપર કંઇક વાર નજર કરી અને પુછ્યુ, 'તે તારા આગલા શેઠનું ભૂત કદી જોયુ છે?'

વિઠ્ઠલ ચમક્યો, પણ તરત બોલ્યો, 'હા મારા ઘરમા તો નથી જોયું, પણ મહાદેવનુ ઘર સુન્દરલાલ શેઠે લીધુ અને પછી કડીયા સુતારનું કામ ચાલતુ હતુ ત્યારે હેઠળ બધો સામાન પડ્યો રહેતો અને હું ત્રીજે માળે માળીઆમા સુતો. એક દિવસ રાત્રે માળીઆમા કંઇ ખખડ્યું. મેં જાણ્યુ કે બિલાડી હશે, પણ ખખડાટ વધારે થયો તેથી મેં દિવાસળી સળગાવી તો મહાદેવ ભટ જ જાણે ઉભેલા દીઠો કર્યો કે તરત જ છાપરામા સંચારવા જવાનુ બાકું ખુલ્લુ હતું તેમાં થઈને નિકળી ગયા. હું બીધો ને દાદર વાસી નીચે આવતો રહ્યો. સવારે બાકાનું પાટીઉં તાણી લઇ બંધ કર્યું, અને સુતાર પાસે સાંકળ કરાવી તાળું વાસ્યુ કોઈને કહ્યું તો નહિ પણ બીજાને લઈને ઉપર દીવો રાખીને ઘણા દહાડા સુતો, પણ ફરી કંઈ જણાયુ નહિ!'

વસંતરાય તરત ઉભા થયા અને બોલ્યા, 'બસ છે એટલુ જ જાણવું હતુ.'

બહાર આવી મેં પુછ્યુ, 'વિજય શી રીતે દોડી ગયો એ વિષે વિઠ્ઠલ સહુથી વધારે જાણે છે છતા એને એ કેમ પૂછ્યું નહિ?'

'એ સહુથી ઓછુ જાણે છે. એની વર્તણુકના હેવાલપરથી મેં અનુમાન કર્યું છે કે એનાથી કંઈ જ ખબર મળે એમ નથી. એનો

ચહેરો જોતાં ખાતરી થઈ. સુન્દરલાલ કહે છે તેમ એ ખરેખરો ભોળો અને ભલો છે.'

'ત્યારે એની આંખ કેમ તાકી તાકીને જોઇ ?'

'મારે એટલું જ જોવું હતું કે દહાડે અંધારામાં રહેવાનો તેને મહાવરો છે કે નહિ. અજવાળામાં એવા માણસની આંખ તરત કહી આપે. પણ એ બાબતમાંએ મારી ખાતરી થઈ. હવે મહાદેવના ઘરનું માળીઉં જોવું જોઈએ, તે વિના અગાડી કંઈ જ તપાસ ચાલી શકે નહિ.'

માળીઆમાં કંઇ જ વિશેષતા નહોતી. છાપરાનું બાકું ઉઘાડી વસન્તરાય તેમાં ઉભા રહ્યા અને ચારે તરફ નજર કરી. થોડીવાર સ્થિર રહી તે બોલ્યા, 'છાપરૂં કંઈ ઉંચું નથી. ચોકમાં સીડી મુકી છાપરાપર અવાય એવું છે. છતાં બાકું મુકી હાથે કરી ચોરખાનું કર્યું છે એ નવાઈ જેવું નથી ? પણ ખેર. આ માળીઆમાં મહાદેવનો શો શો સામાન રહેલો છે તે જોઈએ.'

સામાન તો કંઈ હતો જ નહિ. મહાદેવની વહુ બધું લઈ ગઇ હતી. બહુ ખોળતાં જ્યાં છાપરૂં કાતરીઆપર છેક નીચું આવેલું હતું ત્યાં નીચા પડી સુઈ જઈ હાથ ઘાલી વસન્તરાયે એક બહુ નાની પેટી ખેંચી કહાડી. પેટી બહુ જુની થઈ ગએલી હતી છતાં તેને ઇંગ્રેજી અક્ષરો ગોઠવ્યાથી ઉઘડાય વસાય તેવું તાળું હતું. પેટી જોઈ વસન્તરાયને બહુ ઉમંગ આવ્યો, અને ઉત્સાહભેર સુન્દરલાલ તરફ જોઇ બોલ્યા, 'આમાં તમારો વિજય છે.'

'શું મશ્કરી કરો છો ? આ પેટીમાં તો નવું જન્મેલું બાળક પણ ન માય.'

'તે છતાં બધો ભેદ એમાં જ છે. પત્તો એમાંથી જ લાગશે.'

તાળું ઉઘડે એવું નહોતું તેથી નીચે લઇ જઇ તોડયું. પેટી ઉઘાડતાં માંહેથી બીજી એવી જ પણ સહેજ નાની પેટી નીકળી અને તેને પણ એવું જ તાળું હતું. એ તોડયું તો ત્રીજી એવી જ પેટી

એવાજ તાળાવાળી નીકળી તેમાથી એક બધી તરફથી ઝાળી દીધેલો ટીનનો દાબડો નીકળ્યો. તે તોડતાં તેમાથી એક કાચના બૂચવાળી શીશી નીકળી તેમા પાદડાનુ એક પડીકું હતુ, તેમાં ખસખસ બાંધેલી હતી, તે વસંતરાયે નાખી દીધી, અને બે પાદડાનુ પડ હતું તે જુદું કર્યું તો વચ્ચેથી અડધા પોસ્ટકાર્ડ જેટલો કાગળ નીકળ્યો. કાગળ હાથમા લઇને જોયો તો તદન કોરો હતો, અને તેનાપર કંઇ પણ લખેલુ નહોતું. સુન્દરલાલ ખીજવાઇ ગયા અને બોલ્યા, 'આ જ પત્તો અને આ જ ભેદ કે ?'

'એ જ પત્તો અને એ જ ભેદ. આવો કોરો કાગળ આટલા જાપનાથી મતાડયો છે એમા જ આપને કઇ ગૂઢ રહેલુ જણાતુ નથી ? વારૂ, એક દીવો લાવો.'

'ધોળે દહાડે અને ભર અજવાળે દીવો ? સારૂ થયુ કે તમારી પાસે આવતા પહેલા મેં પોલીસને કામ સોપ્યુ.'

'વારૂ દીવો તો લાવો.'

વસંતરાયને કાંઇપણ ગુસ્સો ચહડયો નહિ. તેમણે માત્ર ડોકું ધુણાવ્યુ. દીવો આવ્યો એટલે તરત કાગળ બે હાથે ઝાલી તે પર ધર્યો કાગળ જેમ તપવા માડયો તેમ તેના પર લાલ રેખાઓ જણાવા માંડી અને આખરે નીચે પ્રમાણે ઝીણા લાલ અક્ષરો ફુટી રહ્યા –

चतुर्मुखोऽथवा साक्षाद्विदुर्नान्ये तु मादृशाः ।

૧ ૨-૩ ૪. ૪ ( ડઝાકા. વળાત )

| | |
|---|---|
| બે દિવસ ઘૃતપાન. | સાતમે દિવસે પૂર્ણાહૂતિ. |
| બે દિવસ મધુપાન | |
| બે દિવસ સુરાપાન | |

આ વાંચીને વસંતરાય એકદમ હબકી ગયા. ફીકકે ચહેરે તેમણે સુન્દરલાલને પૂછ્યું, 'તમારો છોકરો ખોવાયો તે રાત પછી કેટલા દિવસ થઇ ગયા ?'

'ચાર દિવસ થયા ને આ પાંચમો છે.'

'ત્યારે આજનો દિવસ છે અને કાલ છે. પરમ દહાડા પહેલાં વિજય નહિ મળે તો તો તેનું મ્હોં જોવા નહિ પામો. મને તે જ દહાડે કહ્યું હોત તો આવો અણીનો વખત ના આવત.'

સુન્દરલાલ ડઘાઇ ગયા અને થોડીવારમાં બેભાન થઈ ગયા. તેમને શુદ્ધિમાં આણ્યા પછી વસંતરાય ઉભા થઈ બોલ્યા, 'હવે નિરાશ થઇ બેસી રહેવાનો વખત નથી; ઉદ્યમ અને પ્રયત્ન કરવાનો વખત છે. રાત્રે આઠ વાગે હું તમને તેડવા આવીશ, જમીને તૈયાર રહેજો.

ઉપરના જ કદના કાગળ પર વસંતરાયે લાલ શાહીથી નીચે પ્રમાણે લખ્યું:

**चतुर्मुखोऽथवा साक्षाद्विदुरन्येऽपि मादृशाः ।**

૧ (વી. છ.) અગ્નિ. ૨ (ચો.ફ.) અગ્નિ. ૩ (ટાં.) અગ્નિ. ૪ ?

ટાંકા પાસે જઇ ઢાંકણું ઉઘાડ્યું અને દોરડું બાંધી વસંતરાય અંદર ઉતર્યા. ટાંકાના મ્હોંમાં છતના ભાગથી સહેજ ઉંચે પગ મુકવાનો એક ગોખલો હતો તેમાં એ કાગળ મુકી દઇને તરત ઉપર આવ્યા, અને ઢાંકણું વાસી તાળું દઈ દીધું અને કુંચી ગજવામાં મુકી. ચાકરોને સખત હુકમ કર્યો કે નાના ચોકમાં બે ત્રણ આદમીઓએ આખો દહાડો અને રાત બેસી જ રહેવું અને બીજાઓએ ત્યાં થઈ આવજા કરતાં રહેવું. તે પછી વસંતરાય અને હું ઘેર જવા નિકળ્યા.

વસંતરાય વિચારમાં નિમગ્ન હતા. જિજ્ઞાસાથી અને ભયથી હું વ્યાકુલ થઇ ગયો હતો. ચૂપ ન રહેવાયાથી થોડે ગયા પછી મેં

પૂછ્યુ, 'વિજય હજી જીવતો છે એવું તમે શા પરથી કહો છો?'

'લેખી પુરાવો મળ્યો એથી. બીજુ શું જોઈએ?'

'એ કાગળને તમે પુરાવો કહો છો? એમાથી તો કંઈ સમજાતુ જ નથી, અને તેમા શુ મહત્ત્વ છે તે સાગથી કળાતુ નથી. અક્ષર શી રીતે ફુટી નિકળ્યા એ જ નવાઇ છે'

'એ તો બહુ સાધારણ હીકમત છે લિંબુના રસથી અક્ષર તરત સુકાઇ જાય છે, પણ દેવતાથી કાગળ તપાવતા તરત લાલ રંગમા ઉપડી આવે છે. કોરો કાગળ તો કોઈ એમ મુકે જ નહિ. એ તો ઝાઝી અક્કલ વિના પણ સમજાય.'

'સંસ્કૃત શુ લખેલું હતુ?'

'તમે સંસ્કૃતનો અભ્યાસ મુકી દીધેલો જણાય છે. કાલિદાસની કવિતા માટે મલ્લિનાથે પોતાની સંજીવિની ટીકામા લખ્યું છે કે કાલિદાસની કવિતાનો અર્થ "સાક્ષાત્ ચતુર્મુખ (એટલે બ્રહ્મા) જાણે, મારા સરખા બીજા તો ન જાણે" ભેદ ગુપ્ત છે એમ કહેવા એ લીટીનો આવો ઉપયોગ કરનારને મે સહેજ ફેરફાર કરી લખી મોકલ્યું કે "સાક્ષાત ચતુર્મુખ જાણે અને બીજા જે મારા સરખા હોય તે પણ જાણે" એ વાચી એને જરા ચટપટી થશે પોલીસની નોકરીમા પણ મે સંસ્કૃત વાચવુ છોડી દીધુ નહોતુ પણ હવે તો આપણે જુદા પડવાનુ આવ્યુ સાજે ૭ વાગતે મારે ત્યા આવજો આપણે સાથે જમીશુ અને પછી સુન્દરલાલને ત્યા જઈશુ'

ઘેર જઇ હુ બીજા કામમા પડી ગયો તેથી આ વિશે વિચાર કરવાનો મને બહુ વખત મળ્યો નહિ ૭ વાગ્યાને ટકોરે હું ગયો ત્યારે વસંતરાય વસવસાટ ઉંઘતા હતા હું થોડીવાર બેઠો પછી તે જાગ્યા. મેં પુછ્યુ, 'આટલી બધી ચિંતા મનમા છતા તમને દહાડે આ વખતે ઉંઘ કેમ આવી ગઇ? ગઈ કાલ રાતનો ઉજાગરો છે?'

'ગઇ કાલનો તો નથી પણ આજ રાત્રે ઉજાગરો કરવાનો છે અને જ્યારે આવી શોધ કરવાનો વિચાર કરવો હોય ત્યારે હું

એક સારી ઉંઘ લઉં છું કે મન સ્વચ્છ અને તીક્ષ્ણ થાય. ઘેર આવી હું કંઇ જઈ આવ્યો અને પછી ઉંઘી ગયો. હવે બધું મારા મન આગળ રમી રહ્યું છે, અને બાજી બધી મારા હાથમાં આવી ગઇ છે.'

જમીને અમે સુન્દરલાલને ત્યાં ગયા અને ત્યાંથી ફોજદારને ત્યાં જઇ એક પોલીસનો માણસ સાથે લીધો. વસંતરાયના હાથમાં એક ચોર ફાનસ હતું. પોલીસવાળાની કેડે તરવાર હતી અને હાથમાં ભાલો હતો. અમારી પાસે લાકડીઓ હતી. વસંતરાય અમને શહેર બહાર લઇ ગયા. ઘણે આડે અવળે રસ્તે ગયા પછી એક તળાવ આવ્યું. તળાવના કાંઠાપર એક બહુ મ્હોટા થડવાળું ઝાડ હતું તેની પાસે એક કાબુલી અને એક પુરબીઓ બેઠા હતા. અમને જોઈ તે ઉભા થયા. વસંતરાયે બહુ ધીમેથી પુછ્યું, 'આલબેલ.' એવે જ ધીમે અવાજે તેમણે ઉત્તર દીધો, 'આલબેલ'. આસપાસ ઝાડ ઘણાં હતાં અને વસંતરાયે અમને દરેકને એકેક ઝાડને ઓથે મ્હોટા થડવાળા ઝાડ આગળથી નજરે ન પડીએ તેમ બેસાડયા. એક અક્ષર પણ બોલ્યા વિના અને એક શ્વાસ પણ સંભળાય તેમ કહાડયા વિના બેસી રહેવાની અમને વસંતરાયે આજ્ઞા કરી કહ્યું કે, 'હું ઉભો થઈને બૂમ પાડું એટલે તરત મારી પાસે દોડી આવજો.' ફાનસ મને સોંપ્યું અને કહ્યું કે 'હું બૂમ પાડું તે જ ક્ષણે ફાનસ ઉઘાડી દેવું.' બધાને બેસાડયા પછી વસન્તરાય પોતે એક લાંબી લાકડી લઈને મ્હોટા થડવાળા ઝાડના મૂળ પાસે દબાઈને બેઠા, અને તે જ ક્ષણે મેં ફાનસનું ઢાંકણું દઇ દીધું. તરત ત્યાં ઘોર અંધારૂં થઇ ગયું. અમારા પોતપોતાના શ્વાસોશ્વાસ સિવાય પાસે કોઈ બીજો સોબતી રહ્યો નહિ. આઘે ઘુવડનો અવાજ સંભળાતો હતો. અને કોઈ કોઈ વાર ચીબડીઓ લડતી હતી તેથી અંધકાર વધારે ભયંકર થતો હતો. શું થવાનું હતું અને કયાં થવાનું હતું તેની કંઈ કલ્પના પણ નહોતી, તે છતાં મન શૂન્ય અવસ્થામાં રહી શકતું નહોતું, પણ અનેકાનેક

તર્ક અને ભયકારણ ઉત્પન્ન કરી તેનો સંભવ તપાસી જોવામા રોકાતું હતું. જેટલીવાર પવનથી ઝાડના પાદડા ખખડતા તેટલીવાર નવો નવો ધ્રાસકો લાગતો હતો. મારી પાસેના અંદર સળગતા ફાનસની આવતી ગંધને લીધે નિશ્ચય સાથે માનવાનો એક વિશેષ પદાર્થ મારી પાસે હતો, પણ બીજાઓને તો પોતાના પંડ સિવાય કંઈપણ ખાતરીથી માનવાનો આધાર નહોતો અંધારૂ એવું ગાઢ હતું કે જે થડને અડકીને અમે બેઠા હતા તે જ થડ છે કે પથ્થર છે કે જાનવર છે કે માણસ છે એ કળાતું નહોતું. પાસેના તળાવનું પાણી ખળખળ ઉછળતું હતું તેથી પશુઓ પાણી પીતા હશે એમ કળાતું હતું. પણ પશુઓની આકૃતિ દેખાતી નહોતી તેથી તે કેવા પશુ હશે એ વિચારથી વિશેષ ભીતિ થતી હતી. આમ કેટલાક કલાક ચાલ્યા ગયા પછી સુમારે દોઢ ને બેની વચ્ચે વસંતરાયવાળા મ્હોટા ઝાડપર અજવાળાની લીટીઓ જણાવા લાગી પ્રકાશ થડની વચમાથી આવતો હતો અને ઉંચે સીધો જઇ પાદડા પર અને ડાળીઓ પર હાલતો હતો. થોડીવારે થડની વચ્ચોવચથી એક બરછી નીકળી અને અંદરથી કોઇએ તે હલાવી અને થડપર ખખડાવી એમ લાગ્યુ બરછી પાછી થડમા અંદર ઉતરી ગઇ અંદરથી પ્રકાશ આવ્યા કરતો હતો ઝાખું ઝાંખું દેખાતુ હતું અને અમારા હૃદય ધડક ધડક થતા હતા થોડીવારે હાથના આગળા થડમાથી ઉપર આવ્યા, અને પછી કોણી સુધી હાથ બહાર આવ્યો. બીજો હાથ બરછી સાથે બહાર આવ્યો. પછી માથાના વાળ જણાવા લાગ્યા. ડોકું ઉપર આવ્યુ અને બે હાથે ડાળીઓ ઝાલી એક માણસ ઉપર કુદી આવ્યો. તે નીચે જમીન પર ઉતરે તે પહેલા વસંતરાયે ઉભા થઈ તેના પગ ઝાલી નીચે ખેચ્યા અને બુમ પાડી, 'કેમ મહાદેવ ભટ' બહુ દહાડે જણાયા !' અમે બધા ઉભા થઈ દોડી ગયા. તે માણસ નીચે પડયો અને પાછો તરત ઉભો થયો, પણ મેં ફાનસ ઉઘાડી દીધું તેનો ઉજ્જ્વળ પ્રકાશ તેની આંખમા પેસતા તેજ ન ખમાતા તે પાછો

હડી ગયો અને તેના હાથમાંથી બરછી પડી ગઈ, તે મેં લેઈ લીધી. તે મહાદેવ હતો એમાં કંઈ શક હતો જ નહિં. શરીરે તે મજબુત હતો અને છુટવાને બહુ બળથી તરફડીઆં મારવા લાગ્યો. પરંતુ વસંતરાયની મૂઠ છોડવવી સહેલી નહોતી. બે હાથ નીચા સખત પકડી રાખી તે બોલ્યા, 'ઉતાવળ ન કરો, આ સાંકળાં પહેરી લ્યો, એમાં ઝાઝીવાર ન થાય.' પોલીસના જમાદારે મહાદેવભટને હાથકડી પ્હેરાવી દીધી એટલે તે શાંત પડી ગયો. કાબુલીને અને પુરબીઆને વસંતરાયે ઝાડના પોલા થડમાં ઉતાર્યા અને કહ્યું, 'અંદર ઉતરતાં જ એક છોકરો પડેલો છે તેને લઇ આવો. દારૂથી બેભાન છે માટે ઉપાડીને લાવજો.' થોડીવારમાં તેઓ એક છોકરાને લઇ ઉપર આવ્યા. વસંતરાયે તેના મ્હોંપર ફાનસ ધર્યું એટલે સુન્દરલાલ ધસી ગયા અને બોલી ઉઠયા, 'આ તો મારો વિજય!' પિતાએ પુત્રને ઉપાડયો; આલિંગન કર્યું, ચુંબન કર્યું. વિજયના મોંમાંથી દારૂની દુર્ગન્ધ અતિશય આવતી હતી, પણ સુન્દરલાલને તેથી અરુચિ થતી નહોતી. પુત્રનું મ્હોં બહુવાર જોઇ રહ્યા પછી તે વસંતરાય તરફ જોઇ રહ્યા, પણ હૃદય એટલું ભરાઈ ગયું કે ઉપકારના શબ્દ તેમનાથી બોલી શકાયા નહિ. હવે અહીં રહેવાની જરૂર નહોતી. કાબુલીને અને પુરબીઆને ત્યાં બેસાડયા, અને અમારૂં સરઘસ ફોજદારને ઘેર ગયું. ત્યાં જઇ મહાદેવ ભટને ચોકીમાં સહીસલામત પૂર્યો, અને પછી અમે સુન્દરલાલને ઘેર ગયા. મન આટલું ઉશ્કેરાયા પછી ઉંઘ આવે એ તો અશકય હતું. તેથી વિજયનો કેફ ઉતારવાના ઉપાય કરી તેને સુવાડયો અને તેના હરણની હકીકત વસંતરાયે કેમ શોધી કહાડી તે સાંભળવા તેની આસપાસ બેઠા.

વસંતરાયે કહ્યું, 'મેં જે જે જોયું તે તે તમે પણ જોયું છે, તેથી માત્ર તેના પરથી મેં શાં અનુમાન કર્યાં તે જ કહેવાનું રહ્યું છે. ચોકમાંથી છોકરો એકાએક ગુમ થઇ ગયો તેથી ચોકમાં કંઈ વિશે-ષતા છે એમ પ્રથમ જ લાગ્યું. ઘરના આગલા માલીકે જાણી જોઇને

તેમાંથી અંદર દેખાતું હતું. હું ત્યાં બહુ વાર રહ્યો નહિં, કેમકે ખબર રાખવાને અંદર માણસ એટલામાં જ ફરતો હોવો જોઈએ, અને જાળી કેમ ઉઘડે તે જણાતું નહોતું. ટાંકાનું ઢાંકણું પણ એવું હતું કે બંધ કર્યા છતાં અંદર પવન જાય. મહાદેવ પોતે ગરીબ છતાં પોતાનું એક ઘર તેણે વિઠ્ઠલને આપી દીધું હતું તેથી છોકરાં થવા સારૂ કરવાના ગુપ્ત મંત્ર તંત્રમાં એ ઘરનો ઉપયોગ કરવાનો હતો એમ સ્પષ્ટ હતું. ત્યાંથી વિજયના શરીરપરનો સામાન નિકળ્યો તેથી મેં અનુમાન કર્યું કે મંત્ર તંત્ર કરવાનું ભોંયરૂં એ ઘરમાં પણ ઉઘડતું હોય, તે વિના એ બની શકે એમ નહોતું. વિઠ્ઠલનાં ઘરમાં સીડીના જીનાની ખાસ બાંધણી તરફ મારૂં લક્ષ ખેંચાયું. ત્યાં ઠોકી જોતાં પોલાણ માલમ પડયાથી મારી કલ્પના ખરી પડી. વિઠ્ઠલ અંધારા ભોંયરામાં રહેતો નહોતો. પણ તેના ઘરમાં અને મહાદેવના ઘરમાં ભોંયરાનાં દ્વાર હતાં તેથી રાત્રે કદિ મહાદેવને ફરતો તેણે જોયો હોય, અને તે મરી ગયેલો માનતો હતો તેથી એ મહાદેવનું ભૂત છે એમ તેણે ધાર્યું હોય એ સંભવિત હતું. અને પુછી જોતાં એમ જ જણાયું. વળી બીજી એક જરૂર હતી. મહાદેવની કંઈ વસ્તુ ઘરમાં હોય તો વખતે તે પરથી તે શા મંત્ર તંત્ર કરે છે તે વિશે અટકળ થાય. એ હકી-કતની પણ વિઠ્ઠલના કહેવાથી ખબર પડી. કંઈક રહી ગયેલું લેવા મહાદેવ પોતાના માળીયામાં આવ્યો હતો તેથી તે મુદ્દાનું હશે એમાં સંદેહ રહ્યો નહિં. છાપરામાં બાકું એવી આવજા માટે મુકેલું હતું. પેટી-માંથી હાથ લાગેલો કાગળ કોરો હતો, એથી મને નિરાશા થઇ નહિ, કેમકે એ પ્રમાણે લીંબુના કે ડુંગળીના રસથી છાનું લખી રાખવાની યુક્તિ મેં ઘણીવાર જોઇ છે અને તે દીવે ધરીને જ પકડી છે. કાગળપર જે લખેલું હતું તેથી સ્પષ્ટ થયું કે ભોંયરાને ચાર મુખ હતાં. અને એ ભોંયરાને અથવા એ ભોંયરામાંની કોઈ મૂર્તિને ચતુર્મુખ દેવ કહી તેની સાધના કરવાનો એ મંત્ર હતો અને તે રહી ગયો હતો તે લઈ જવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. એમાં જે આંકડા હતા તે

ભોંયરાના ચાર મુખ વિશે હતા, ૧ લું મુખ વિઠ્ઠલના જીનામા હતું અને તે બીજા બધાથી જુદું હતુ. ૨ જું મુખ ચોકની કરમબધીમાં હતુ અને ત્રીજું ટાંકામા હતુ. અને તે બન્ને એક જ ઘરમા હતા. ૪ થું મુખ કાઉસમા લખેલા અક્ષર અવળા વાચતા તળાવ કાંઠે ઝાડમા હતું એમ જણાઈ આવ્યુ. તે પછી સાધનાની રીત લખી હતી. કોઈ સારા છોકરાને બે દિવસ ઘી પાઈ, બે દિવસ મધ પાઈ, બે દિવસ દારૂ પાઈ, અને સાતમે દિવસે તેને મારી નાખી દેવ કે દેવીને ભોગ આપ્યાથી અથવા પોતે ભક્ષ કર્યાથી છોકરા થશે, એમ એ દુષ્ટ વ્હેમી બ્રાહ્મણને કોઈએ બતાવ્યુ હતુ, અને સ્વર્ગમા મોકલનાર પુત્ર મેળવવા જતા નરકમા જવાનો જ તેણે ઉપાય કર્યો હતો એ તેની અવળી શ્રદ્ધામા તેને ઉતર્યું નહોતુ. વધ કરવાનો દિવસ પાસે આવ્યો છે એ જાણી મને ઉદ્વેગ થયો અને મેં ઠરાવ કર્યો કે મહાદેવને ગમે તેમ કરી એકદમ ભોંયરામાથી બહાર કહાડવો. ચોરમુખથી ઘેરી લેતા કે સામા અંદર જતા તે વખતે ક્રોધમા આવી વિજયનો તરત વધ કરી નાખે, માટે, મેં ટાંકામાથી ચિઠ્ઠી નાખી તેને ખબર આપી કે ચતુર્મુખ છે એમ અમને ખબર છે, પણ તેમાના ત્રણ મુખ જ અમને હાથ લાગ્યા છે. તે દરેક મુખ ક્યા છે તે મે પ્રથમ અક્ષરથી બતાવ્યું અને ત્રણ મુખમા અગ્નિ મુકી હેરાન કરીશું એમ બીક બતાવી. તથા ૪ થું મુખ ક્યુ છે તે નથી જાણતા એમ જણાવ્યું. આથી ૪થા મુખમાથી તે ગત્રે ખબર કહાડવા નિકળશે એ તો નક્કી હતું, અને ત્યા જ તેને પકડવાનો લાગ માત્ર પડેલા કોઈ તળાવ કાંઠે પોલું હોઈ શકે એવુ મ્હોટુ ઝાડ ક્યા છે તે હુ જોઈ આવ્યો. ત્યાથી વખતે હટાડે કે આપણા જતાં પહેલા તે નિકળી ન જાય માટે બે માણસને ચોકી રાખવા બેસાડી આવ્યો. પછી શુ થયુ તે તો સહુના ચિત્તમા તાજુ જ છે. આજે સુરાપાન કરાવવાનો દિવસ હતો, માટે વિજયના મ્હોમાથી આટલી બધી ગંધ આવે છે. વિજયને ભાન આવશે એટલે બાકીનું બધુ એ

કહેશે, અને પછી ઝાડના થડમાંથી ઉતરી અંદરની રચના જોઈ આવીશું.’

મહાદેવે આજ હકીકત કબુલ કરી. વિઠ્ઠલે વિજયનું ખૂન કર્યાનો કંઇક પુરાવો પોલીસે ઉભો કર્યો હતો અને વિઠ્ઠલ પાસે દસ્તુર મુજબ ઉપાયો લઈ ગુનાહ કર્યાની કબુલત પણ કરાવી હતી. પરંતુ તેના જુના શેઠ જીવતા થવાથી તેને પણ જીવતદાન મળ્યું.

વાંચનાર! એ ભોંયરૂં ક્યાં છે તે શોધી કહાડવાનો પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. તે જુના વખતનું હતું, પણ હવે તો પોલીસે ઘણાં વર્ષથી પુરાવી નાંખેલું છે.



# ખુટાદાર બંધ.*

## કૌતુક.

સુન્દરલાલના છોકરાને ખોળી આપ્યા પછી વસંતરાય વધારે જાણીતા થયા અને મદદ લેવાને લોકો તેમની પાસે આવવા લાગ્યા ફક્ત ગુનેહગાર પકડવામા જ નહિ પણ જ્યા જ્યા ભેદભરેલી હકીકતોનો ખુલાસો જડતો ન હોય ત્યા તીક્ષ્ણ બુદ્ધિથી તે બહુ ઉંડી શોધ કરી શકતા હતા, અને એવા અનેક કામ તેમની પાસે આવવા લાગ્યા. મારે પણ તેમની સાથે પરિચય વધ્યો અને એવી શોધમા મારે ઘણીવાર તેમની સાથે રહેવાનુ બનતુ હતું. ગયા આઠ વર્ષમા એવા સિત્તેર બનાવ બન્યા છે, અને ખોળ કરવાની વસંતરાયની પદ્ધતિનો અભ્યાસ કરવા સારૂ એ બધાની જે નોધ મેં લખી રાખી છે તે તરફ નજર કરૂં છું તો કેટલીક હકીકતો શોકજનક છે, કેટલીક હાસ્યજનક છે, ઘણીક વિચિત્ર છે, પણ સાધારણ તો એકે નથી. પૈસા મેળવવા કરતા પોતાનો મનગમતો હુન્નર કેળવવાનો તેમનો હેતુ વધારે હતો, અને જેમા શોધ કરતા વિલક્ષણ તથા તરેહવાર હકીકત જણાઈ આવે એવું ન હોય તેવા કામ હાથમાં લેવાની તે ના પાડતા. તેમનું નામ મશહુર થયુ નથી તેનુ એ જ કારણ કે જગત્મા જાણીતા થવાની તેમને ઇચ્છા હતી જ નહિ, અને અપ્રસિદ્ધિને લીધે શાંતિનો ભંગ થયા વિના અભ્યાસ અને શોધ થઈ શકતા હતા એથી તે બહુ સંતોષ માનતા જે જાતજાતના કામની તેમણે શોધ કરી છે તેમા શહેરની પાસે આવેલા ગામડાના એક બ્રાહ્મણ કુટુંબમા બનેલા બનાવ જેવો વિલક્ષણ બીજો એકે હોય એમ મને સાભરતું નથી. એ બનાવ ગુસ

* "જ્ઞાનસુધા" સન ૧૮૯૭ ના અંક ૩-૪ માં છપાયેલી.

'ના, ના, સારું કર્યું. પાછળ રહી જવાની મારી મરજી છે જ નહિ.'

વસંતરાય શોધ કરવાનું માથે લેતા ત્યારે તેમની જોડે શામિલ થવામા મને બહુ આનંદ થતો હતો. તેમને સોપેલી ગુપ્ત વાતનો ભેદ કહાડવામા પ્રેરણા સમાન અદ્ભુત ત્વરાથી તે જે અનુમાન બાધતા અને તે અનુમાન કારણસર હતા એમ જે બારીકીથી પાછળથી સાબીત કરી આપતા તેથી માનંદાશ્ચર્ય થયા વિના રહેતો નહિ. તરત હુ ઉઠીને તૈયાર થયો અને અમે બન્ને નીચે ઉતર્યા સાદું કાળું લુગડું પહેરીને અને માથે આથે સુધી ઓઢીને એક બાઇ બેઠી હતી. અમે ગયા એટલે તે ઉભી થઈ વસંતરાયે કહ્યું, 'બેસો. બાઇ મારૂં નામ વસંતરાય છે. આ મારા મિત્ર રતિલાલ છે. મને જે કહેવું હોય તે એમની આગળ કહેતા સંકોચાશો નહિ. અત્યારે ટહાડ સખત છે અને તમે કઈ ઓઢવાનું લાવ્યા નથી રાખો, કઈ મંગાવુ, તમે ધ્રુજો છો.'

તે બાઇ પાસે આવીને બેઠી અને બહુ ધીમે અવાજે બોલી, 'ભાઈ, હુ ધ્રુજુ છુ તે ટહાડથી નહિ.'

'ત્યારે શાથી?'

'બીકથી—ત્રાસથી.' બોલતા બોલતા તેણે ઘુમટો જરા ઉંચો કર્યો, અને તેથી માલમ પડયુ કે તે ઘણી જ બહાવરી બની ગયેલી હતી. તેનો ચહેરો વ્યાકુલ થયેલો હતો, આખો ભયભીત થઈ સ્થિર રહેતી નહોતી. તે આશરે પચીસ વર્ષની ઉમ્મરની જણાતી હતી માથા અને હાથની દશાથી માલમ પડયુ કે તે વિધવા છે મુખાકૃતિ-પરથી અને વસ્ત્રપરથી જણાયુ કે તે ગામડાની છે. તોપણ હાથે પહેરેલી સોનાની ચુડ પરથી લાગ્યુ કે તે ગરીબ સ્થિતિની નથી. તેનો ચહેરો લાબા વખતની ચિંતાથી દીન થઈ ગયેલો લાગતો હતો. ચપલ સર્વગ્રાહી દૃષ્ટિપાતથી વસંતરાયે તેનુ નિરીક્ષણ કરી લીધુ. પછી તેને આશ્વાસન કરવા તે ધીરે અવાજે બોલ્યા,

'બાઈ તમારે બીહવુ નહિં જે હશે તેનો વેજાસર બંદોબસ્ત કરીશુ. તમે હમણા સવારમા જ પુલ પર થઇને ગાડીમા બેસીને આવ્યા, ખરૂ?'

'ત્યારે, તમે મને ઓળખો છો ?'

'ના, પણ છેડા તળે તમારા જમણા હાથમાં પુલની ટીકીટ જણાય છે. તમે એક્કા સરખી ગાડીમાં બેસીને આવ્યાં હશો અને શહેરમાં પેસતાં ગાડી દોડાવી હશે. ગાડીમાંથી ઉતરી તરત અહિં આવ્યાં છો.'

તે બાઇ એકાએક ચમકી અને સભય આશ્ચર્યથી વસંતરાય તરફ સ્થિર દૃષ્ટિથી જોવા લાગી.

વસંતરાયે હસીને કહ્યું, 'બાઇ, એમાં કંઈ ભેદ નથી. તમારાં લુગડાં પર સાત આઠ ઠેકાણે કાદવ ચ્હોંટેલો જણાય છે અને હજી કાદવ સુકાયો પણ નથી. પુલથી શહેરમાં પેસતાં છંટાએલા રસ્તા પર ગાડી દોડાવતાં આમ કાદવ ઉડે અને એક્કા જેવી ઉઘાડી ગાડીમાં પછાડી પગ રાખી બેઠાં હો તો આ જગાએ કાદવ ઉડીને ચ્હોંટે.'

'તમે ગમે તે રીતે જાણ્યું હશે પણ વાત ખરી છે. અમે ગામથી સવારમાં વ્હેલાં નિકળી એક્કામાં બેસીને પુલ પર થઇને આવ્યાં. પણ ભાઇસાહેબ, મારો કોઇ રીતે છુટકારો કરો. હું મરી નહિં જાઉં તો ગાંડી થઇ જઇશ. મને કોઈ મદદ કરનારૂં નથી. એક ડોસી છે તે મારાથીએ વધારે દુઃખીયારી છે અને તે બીચારીથી કશું થઈ શકે એમ નથી. મેં તમારૂં નામ સાંભળ્યું છે. તમે બાઇ પરસનને ખરી અણીના વખતમાં મદદ કરી હતી. તેણે મને તમારૂં નામ બતાવ્યું. ત્યારે, તમે મને પણ કંઈ મદદ ના કરો ? અને બીજું કંઇ નહિં તો એ શું છે તે તો શોધી ના કહાડો ? હાલ તરત તો તમારી મહેનતનો બદલો વાળવાનું મારૂં ગજું નથી, પણ એક બે મહિનામાં મારા રૂપીઆ મને મળશે અને પછી હું ગુણ વાળવાનું નહિં ચુકું.'

વસંતરાયે ટેબલના ખાનાની કળ ઉઘાડી અને માંહેથી એક નાની ચોપડી કહાડી તેનાં પાનાં ફેરવી કહ્યું, 'બાઈ પરસન ! હા, એ કામની હકીકત મને યાદ આવી. સીરપેચના હીરાની બાબત હતી, તે વખત રતિલાલ, તમે પરગામ ગયા હતા એમ ધારૂં છું. બાઇ, એ

કામની જેટલી ફીકર રાખી હતી તેટલી જ તમારા કામની ફીકર રાખીને બદલાની ચિંતા નથી મારો ધંધો એ જ મારો બદલો છે, પણ મને જે ખર્ચ થાય તે તમને ઠીક પડે ત્યારે આપજો હવે એ કામમાં શું છે તે મને સમજવું પડે માટે જેટલી હોય તેટલી બધી હકીકત કહો'

'હું વધારે મુઝાઉં છું એથી કે બ્હીવાનું કારણ કંઈ ચોખ્ખું નથી નાની નાની વાતો પરથી મને વહેમ જાય છે એટલું જ તે એવી નજીવી લાગે તેવી છે કે મારી માની તો મારી કહેવાય તે એ મને ભડકાટ થયા છે એમ માને છે મ્હોંડે તો નથી કહેતી પણ હું વાત કરું છું ત્યારે એની આંખો થાય છે અને એ જવાબ આપે છે તે પરથી હું સમજું છું પણ ભાઈ વસંતરાય, લોક કહે છે કે જાત જાતના ભુંડા કામ માણસો કરે છે વળી તમારી નજર ઉંડી જાય છે, તો મને જે ચોતરફ બીક છે તેમાં મારે શું કરવું તેની મને સલાહ આપો'

'કહો બાઈ, હું ધ્યાન દઈ સાંભળું છું'

'મારૂં નામ કેસર છે અને હું તરવાડી રૂદેરામની દીકરી થાઉં મારી આવી અવસ્થા થઈ, અને મારા બાપ મરી ગયા પછી હું મારા કાકા ઉગરામ સાથે રહું છું—ગામમાં અમારૂં તરવાડીનું ઘર નામાંકિત છે'

વસંતરાયે માથું ધુણાવી કહ્યું, 'નામ મેં સાંભળેલું છે.'

'એક વખત અમારા કુટુંબમાં ઘણો પૈસો હતો અને ઘણા વીઘા ભોંય હતી, પણ એક પછી એક ત્રણ ચાર પેઢી સુધી ઘર-ધણીઓ ખરચાળ નિકળ્યા, તેમણે બધું ઉડાવી દીધું, અને હવે તો એ નાનું ખેતર અને જુના વખતનું એક ઘર એટલું જ રહ્યું છે, અને તેના પર એ ગીરોનું દેવું છે મારા બાપે અને કાકાએ વ્હેંચણ કરી ત્યારે ઘર મારા બાપે રાખ્યું અને મારા કાકા ઉપડામણીના રૂપીઆ લેઈ વેપાર કરવા કલકત્તે ગયા ત્યાં તેજાનાના વેપારમાં ઘણું સા કમાયા પણ એક વખત દુકાનમાં ભારે ચોરી થઈ તેથી ગુસ્સામાં

આવી મુનીમને એટલો માર્યો, કે તે મરી ગયો અને કાકાને ફાંસીની સજા થતી થતી રહી ગઇ. ઘણાં વર્ષ કેદની સજા ભોગવીને તે અમારે ગામ પાછા આવ્યા.'

'મારા બાપે તેમને ઘરમાં રાખ્યા; પણ મારા કાકા હંમેશ દિલગીરીમાં રહેતા અને કંઈ ધંધો કરવો તેમને સુઝતો નહિ. કન્યા ન મળવાથી તે કુંવારા રહ્યા હતા. મારા બાપને છોકરાંમાં હું અને મારી મ્હોટી બ્હેન સમરથ બે જ હતાં. મારા કાકા આવ્યા પ્હેલાં અમે બન્ને બ્હેનો વિધવા થઇ અને એ દુઃખમાં મારી મા થોડા વખત પછી મરી ગઈ. મારા બાપ કંઈક પૈસો કમાયા હતા. તેની તબીયત નબળી ચાલતી હતી ત્યારે તેમણે વીલ કર્યું, કે અમારે બે બ્હેનોએ અમારા કાકા સાથે ઘરમાં રહેવું, અને તે પ્રમાણે અમે રહીએ તો અમારી ઉમ્મર પચીસ વર્ષની થાય ત્યારે મીલકતમાંથી અમારા કાકા અમને દરેકને ત્રણ હજાર રૂપીઆ આપે. તે જીવતાં સુધી અમારા, અને જાત્રા જવામાં કે બીજી રીતે ખુશી પડે તેમ અમે વાપરીએ અને રૂપીઆ મળ્યા પછી મરજી હોય તો જુદાં રહીએ. અમે ન હોઈએ ત્યારે તમામ મીલકત હમારા કાકાની. મારા કાકાને અને શહેરમાં મારા બાપના એક ભાઇબંધ છે તેમને ટ્રસ્ટી નીમ્યા. વીલ કર્યા પછી થોડા માસ પછી મારા બાપ મરી ગયા.

'તે પછી મારા કાકાનો સ્વભાવ બદલાવા લાગ્યો. અમારા પર તે સખ્તાઇ કરવા લાગ્યા અને અમને દુઃખ દેવા લાગ્યા. પડોસીઓ સાથે કે ગામના લોક સાથે હળે મળે નહિં, ને ઘરમાં ભરાઈ રહેવા લાગ્યા. ગાંડા સરખા ગરમ મિજાજવાળા અમારા કુટુંબમાં ઘણા થઈ ગયા છે, અને કેદમાં જઇ આવ્યાથી મારા કાકાનો એવો ગરમ મિજાજ વધારે થયો. લોકો સાથે તે લઢાઇ કરવા લાગ્યા, અને બે વાર તો મારામારી બાબત પણ કામ ચાલ્યું. ગામમાં તો એમનો ત્રાસ પડ્યો છે અને લોક એમને જોઇને નાસી જાય છે. કેમકે, એમના શરીરમાં બહુ બળ છે અને ગુસ્સો ચઢ્યા પછી તે શમતો જ નથી.

'આઠ દહાડા પર ગામના લુહાર જોડે ખેતરમાં લડાઈ થઈ ત્યારે તેને ઉંચકીને વાડની પેલી તરફ તળાવ છે તેમાં ફેંકી દીધો. મેં મહા મહેનતે પૈસા આપીને મારા કાકાને બચાવ્યા. એમને કોઈ ભાઈબંધ છે જ નહિ. ફક્ત બાવા, ગુંસાઈઓ અને જાદુગરો ભટ-કતા આવે તે એમના ભાઈબંધ. અમારા ઘરની આસપાસ છુટી ઉજડ જમીન છે તેમાં એમને ઉતરવા દે છે અને ઝુંપડાં બાંધવા દે છે. ઘણીવાર તો એ ઝુંપડામાં જઈને તેમની સાથે પડી રહે છે અને કેટલાક દહાડા સુધી તેમની સાથે ભટક્યા કરે છે. જંગલી જાનવરો પાળવાનો એમને બહુ શોખ છે. કેટલાક વર્ષ પર એક ગાની સિવાડો અને એક માંકડું કોઈ આપી ગયું અને તેને પાળ્યાં છે તે ઘરની આસપાસ ફર્યા કરે છે. ગામના લોક મારા કાકાથી બીએ છે, તેટલા આ જાનવરથી બીએ છે.

'આથી તમારા સમજ્યામાં આવશે કે મારી બ્હેન સમરથ અને હું જરા પણ સુખી થયા નથી. ચાકર કોઈ ઘરમાં રહેતો નથી અને તેથી ઘણુંખરું કામ અમે બે જ કરતાં. એ બિચારી મરી ગઈ ત્યારે પચીસ વર્ષની હતી તોએ મારી પેઠે દુઃખમાં ને દુઃખમાં ડોસી જેવી થઈ ગઈ હતી.'

'તમારી બ્હેન મરી ગઈ છે?'

'એને મરી ગયાને બે વર્ષ થયાં. એના મરણ વિશે જ મારે તમને કહેવું છે. મેં તમને કહ્યું તે પરથી તમને સમજાયું હશે કે અમારા રૂપીઆ મળ્યા પછી અમારી માશીને ત્યાં જઈને રહીએ તે સિવાય અમારો છુટકારો નહોતો. મારી માશી શહેરમાં રહે છે. બે વર્ષ પર સમરથની ઉમ્મર પચીસ વર્ષની થવા આવી ત્યારે મારી માશીની સલાહથી શહેરમાંના ટ્રસ્ટી પાસે મારા કાકાને ત્રણ હજાર રૂપીઆ આપવાનું કહેવડાવ્યું. અમે ગામ પાછા ગયા ત્યારે મારા કાકા કંઈ બોલ્યા નહિં, પણ મારી બ્હેનને પચીસ વર્ષ થવાને પંદર દહાડા બાકી રહ્યા એટલે એક ત્રાસદાયક બનાવ બન્યો, ને જેના

પર મારે દુનિયામાં બધો આધાર હતો તે જતી રહી અને હું એકલી પડી.'

વસંતરાય ગાદી પર બેસીને આંખો મીંચીને બધી હકીકત સાંભળતા હતા. તેમણે માથું તકીઆ પર નાંખેલું હતું. હવે પોપચાં અડધાં ઉઘાડીને તે બોલ્યા,

'એકેએક ઝીણી વીગત સંભારીને કહેજો.'

'એ કાળ સરખી વેળા રાતદિવસ મારા મન અગાડી તરી રહે છે, અને બધું કાલ બન્યું હોય તેમ મને યાદ છે. બધું કહું છું. અમારૂં ઘર ગામડાંનાં ઘર કરતાં ઘણું મ્હોટું છે, અને શહેરના જેવી બાંધણીનું છે. પણ ઘર બહુ જુનું છે અને એક ભાગમાં જ અમે રહીએ છીએ. ભોંયતળીએ વચ્ચોવચ દીવાનખાનું છે, અને તેની જોડે ઓતરાદી તરફ હારોહાર ત્રણ ઓરડા છે. પ્હેલામાં મારા કાકા સુએ છે. બીજામાં હું અને મારી બ્હેન સુતાં. પણ મારા કાકા કહે કે તમે બે જણાં રાતે મારી સામે મસલત કરો છો માટે જુદાં સુઓ; તેથી મારી બ્હેન મરી ગઈ તે પ્હેલાં કેટલાક વખતથી તે બીજા ઓરડામાં સુતી અને હું ત્રીજા એટલે છેલ્લા ઓરડામાં સુતી. એ ત્રણ ઓરડાઓ વચ્ચે બારી બારણાં નથી, પણ ઉગમણી તરફ સળંગ ઓટલો છે. તેમાં દીવાનખાનાનાં અને આ ત્રણે ઓરડાનાં બારણાં પડે છે. મારા કહેવાથી સમજણ પડે છે કે નહિ ?'

'બરોબર.'

'બધા ઓરડાની બારીઓ આથમણી તરફ મેદાનમાં પડે છે. હું કહું છું તે રાતરે મારા કાકા વહેલા સુઈ ગયા હતા, પણ અમને ખબર હતી કે તે ઉંઘી ગયા નહોતા; કેમકે તે ગાંજાની ચલમ પીતા તેની ગંધ મારી બ્હેનને આવતી હતી. વાસ બહુ આવી તેથી તે ઉઠીને મારા ઓરડામાં આવી. અમે કેટલીક વાર સુધી બેઠાં અને રૂપીઆ મળવાના [illegible] વિશે વાતો ક[illegible]ર વાગ્યા એટલે તે જવા ઉઠી. પ[illegible] તે ઉભી [illegible]ં ફરીને બોલી,

"વારૂ, કેસર, તે રાતરે અંધારામાં કોઇને સીસોટી વગાડતુ સાંભળ્યુ છે?"

"કદિ નહિ"

"અને તુ પોતે તો ઉંઘમા સીસોટી નહિ જ વગાડતી હોય."

"નહિં જ વળી; પણ કેમ વારૂ?"

"કેટલાક દહાડાથી રોજ રાતરે ત્રણ વાગ્યાના સુમારમા હુ ધીમેથી કોઈ મ્હોએ સીસોટી વગાડતુ હોય એમ સાભળુ છું સંભળાય છે તો ચોખ્ખુ મારી ઉંઘ તરત ઉડી જાય એવી છે અને હુ આ અવાજથી જાગી ઉઠુ છુ ક્યાથી એ આવે છે તે કહેવાતુ નથી જોડેના ઓરડામાથી અવાજ આવતો હોય કે પછી મેદાનમાથી આવતો હોય, મને થયુ કે તને પુછી જોઉ કે તે એ સાભળ્યુ છે."

"ના, મે સાભળ્યુ જ નથી પેલા મુઆ જાદુગરોને ને આવાને ઝુપડા કરવા દીધા છે તેમાના કોઈ હશે"

"વખતે એમ જ હશે પણ મેદાનમા કોઇ વગાડતુ હોય તો તુ સાભળે નહિ એ નવાઈ જેવુ."

"હુ તો મારે સારી પેઠે ઉઘુ છુ તારી પેઠે જાગી ઉઠતી નથી."

'ગમે તેમ હશે, એમા કઈ મ્હોટી વાત નથી" એટલુ કહી તે મારી તરફ જોઇને હસી. મારૂ બારણુ તેણે બધ કર્યું એટલા પર થઈ પોતાના ઓરડામા ગઇ અને તેણે માહેથી સાકળ વાસી તે મેં સાભળ્યુ હુ પણ સાકળ વાસીને સુતી"

વસતરાયે પુછ્યુ. 'તમે હમેશ સાકળ વાસીને સુઓ છો?"

'હમેશ.'

'કેમ વારૂ?'

'મેં તમને કહ્યુ ને કે શની બીલાડો ને માકડું પાળ્યા છે. તે ઓરડામા પેસી જાય એ બીકને લીધે સાકળ વાસ્યા વિના ઉઘાય જ નહિ'

'બરાબર છે, અગાડી ચલાવો.'

'મને તે રાતે ઉંઘ આવી નહિં, મને એવી બીક લાગ્યાં કરતી હતી કે કંઈ વિપત્તિ જરૂર આવી પડવાની છે. તે રાતે તોફાન બહુ હતું. બહાર પવનનો સુસવાટ બહુ જોરથી થતો હતો અને તેથી બારી બારણાં ઘણાં ખખડયાં કરતાં હતાં. પવનની આ બધી ગરબડમાં એકાએક કોઈ ભયભીત સ્ત્રીની ત્રાસદાયક ચીસ સંભળાઈ. ઘાંટો મારી બ્હેનનો છે એમ મને તરત ખબર પડી. હું પથારીમાંથી ઉઠીને ઉભી થઈ અને બારણું ઉઘાડી ઓટલા પર આવી. હું બહાર આવી એટલે મારી બ્હેન કહેતી હતી તેવી ધીમી સીસોટી સંભળાતી હોય એમ લાગ્યું, અને પછી થોડી ક્ષણમાં કોઈ ધાતુનો ભારે પદાર્થ પડયો હોય એવો ખણખણતો અવાજ સંભળાયો. હું ઓટલા પર અગાડી ધસી ગઈ તો મારી બ્હેનના ઓરડાના બારણાની સાંકળ ઉઘાડી હતી અને એક બારણું ધીમે ધીમે હાલતું હતું. ઓરડામાંથી હવે શું બહાર આવશે તે કળાતું નહોતું, પણ બીકથી જડવત્ થઇ જઇ હું બારણા તરફ જોવા લાગી. ઓટલા પર ફાનસ રહેતું હતું તેના અજવાળાથી મારી બ્હેન બારણામાં આવતી જણાઇ. ભયથી તેનો ચહેરો ધોળો ને ફીકકો થઈ ગયો હતો. મદદ માટે તે બે હાથે ફાંફાં મારતી, અને દારૂ પીધેલા માણસની પેઠે તેનું આખું શરીર આમથી તેમ ડોલતું હતું. હું તેની પાસે દોડી ગઈ અને તેની કોટે બાઝી પડી. પણ તે જ ક્ષણે એનાં ઘુંટણ લથડવા લાગ્યાં અને તે પડી ગઈ. અત્યંત વેદનાથી કળ ચઢતી હોય તેમ તે પીડાવા લાગી અને તેનું શરીર જોરથી ખેંચાવા લાગ્યું. પ્હેલાં મેં એમ ધાર્યું કે તેણે મને ઓળખી નથી, પણ હું તેના પર વાંકી વળી એટલે તે એકદમ ચીસ પાડી બોલી ઉઠી, "અરે મારા પ્રભુ! ઓ કેસર! એ તો હતું બુટ્ટાદાર બંધ બંધ—." એ શબ્દો તો મારા હૈયામાં જડાઈ રહ્યા છે. એ અગાડી કંઇ બોલવાનું કરતી હતી અને મારા કાકાના ઓરડા તરફ હવામાં ઉચી આંગળી કરતી હતી, પણ તેને ફરી એક

તાણ આવી અને તેનો કંઠ બંધ થઈ ગયો હું ઓરડા બહાર દોડી આવી મારા કાકાને બુમો પાડવા લાગી. મારા કાકા તેમના ઓરડા-માંથી ઉતાવળા બહાર આવતા મને સામા મળ્યા. તે મારી બ્હેનની પાસે જઈ પહોચ્યા ત્યારે તે બેભાન હતી. તેમણે કંઈ ઓસડ પાયુ અને ગામમાંથી વૈદ્યને બોલાવ્યા, પણ બધુ નકામુ ગયુ મારી બ્હેન ધીમે ધીમે નરમ થતી ગઈ અને ભાન આવ્યા વિના તેનો પ્રાણ નિકળી ગયો. મારી બ્હેન બાપડી આમ દુ:ખને મોતે મરી ગઈ.'

વમનગયે કહ્યું, 'શાબ્બાશ વારુ, આ ગીસોટી અને ધાતુના અવાજ બાબત તમારી ખાતરી છે?—પૂરેપૂરી ખાતરી છે?'

'પંચાતનામુ કર્યું ત્યારે પણ મને એમ જ પુછ્યુ હતુ. તે વખતે મને એ અવાજ સંભળાય છે એમ જરૂર લાગ્યુ હતુ, પણ પવનના તોફાનમા અને બારી બારણાના ખખડાટમા વખતે મને ભ્રમણાએ થઈ હોય.'

'તમારી બ્હેને શુ પ્હેર્યું હતુ?'

'ગેજ પ્હેરી સુવાના લુગડા જ પ્હેર્યા હતા. એના જમણા હાથમા ઓલવાઈ ગયેલી એક દીવાસળી માલમ પડી અને ડાબા હાથમા દીવાસળીની પેટી માલમ પડી'

'તે પરથી એમ જણાય છે કે ભયનુ કારણ આવી પડ્યુ હશે ત્યારે તેણે દીવાસળી લઇ સળગાવી આસપાસ જોયુ હશે. એ વાત કામની છે. અને પંચના લોકોએ શો ઠરાવ કર્યો?'

'તેમણે બહુ તપાસ કરી. મારા કાકાની વર્તણુક બધે જાણીતી હતી તેથી તેમના પર શક ગયો. પણ મરણનુ કંઈ ખાતરી લાયક કારણ માલમ પડ્યુ નહિ. મે જુબાનીમા કહ્યુ કે મારી બ્હેને અંદરથી બારણાને સાંકળ વાસી હતી, અને બારીઓએ લોઢાના સળીઆની જાળી જડેલી છે. અને તેની અંદર પાટીઆના કમાડ છે તે પણ સાંકળથી વાસ્યા હતા. ભીંતો તપાસી જોઈ, પણ કોઇ ઠેકાણે પોલાણ માલમ પડ્યુ નહિ. ઓરડામા આવવાનો બીજો કંઇ માર્ગ

હતો નહિં તેથી એ તો નક્કી કે મારી બ્હેન મરી ગઇ ત્યારે એકલી હતી. તેમ વળી, તેના શરીર પર જોર જુલમનાં કંઈ નિશાન પણ નહોતાં.'

'ઝેર દીધું હોય તો ?'

'પોલીસે દાક્તરને ત્યાં મડદું મોકલાવ્યું અને તેણે ચીરીને જોયું, પણ કંઈ ઝેર દીધેલું માલમ પડયું નહિ.'

'ત્યારે તમારી બ્હેન શાથી મરી ગઇ ? તમે શું ધારો છો ?'

'હું તો એમ માનું છું કે રાતરે એકાએક બીકથી ભડકી તેના ધ્રાસકાથી મરી ગઇ. પણ શાથી બીધી તે કળ્યામાં નથી આવતું.'

'તે વખતે તમારા ઘર પાસેના મેદાનમાં બાવા અને જાદુગર લોક હતા ?'

'હા હતા. અને એવા કોઇ કોઈ તો હમેશ હોય છે જ.'

'અને તમારી બ્હેને બંધ—મુદ્રાદાર બંધ—વિશે કહ્યું તેનો અર્થ તમે શું સમજ્યાં ?'

'કોઈક વખત મને એમ ધારણા થાય છે કે સનેપાતમાં એવું બકી ગઈ હશે, અને કોઇક વખત એમ થાય છે કે કોઇએ નજરબંધી કરી હોય ને મૂઠ મારી હોય તેથી તે કહેતી હશે. બાવા ને જાદુગરો મુઆ જાતજાતના મુદ્રા ઉઠાવે તે પરથી 'મુદ્રાદાર બંધ" એવું કહેવાનું સૂઝયું હોય.'

આ ખુલાસાથી જરા પણ સંતોષ થયો ન હોય તેમ વસંતરાયે માથું ધુણાવ્યું. તે બોલ્યા, 'એ પાણી બહુ ઉંડાં છે. પણ તમારો હેવાલ અગાડી ચલાવો.'

'એ વાતને બે વર્ષ થઈ ગયાં. હું દુખીઆરી તો થઇ જ છું પણ મારી ઉમ્મર પચીસ વર્ષની થવાને હવે એક મહિનાની વાર છે, અને મારી માશીએ શહેરવાળા ટ્રસ્ટી પાસે મારા ત્રણ હજાર રૂપીઆ આપવાનું મારા કાકાને કહેવડાવ્યું છે. મારા કાકાએ ના નથી કહી અને કંઈ ગુસ્સો પણ નથી બતાવ્યો. બે દહાડાથી મારા ઓરડાની

ઉત્તર તરફના અહાર પડતા કરાને મરામત કરાવવા માંડી છે અને કરામાં બાકું પાડ્યુ છે. તેથી, મારે ત્યાથી નિકળીને મારી બ્હેન મરી ગઈ તે ઓરડામા જવું પડ્યુ છે. અને એની જ પથારીમાં હું સુઉ છું. ગઈ રાતરે હું જાગતી સુતી હતી અને મારી બ્હેનને કેવી ભયંકર બીના બની તેનો વિચાર કરતી હતી. રાતમા બધુ સુનકાર હતું તેવામા મારી બ્હેન મરી ગયા પ્હેલા સંભળાઇ હતી તેવી જ ધીમી સીસોટી મેં સાભળી. બીકથી મારા ગાત્ર ઠંડા થઈ ગયા, પણ પછી હિમ્મત ધરીને ઉઠી અને દીવો સળગાવ્યો પણ ઓરડામા કંઇ દીઠું નહિ હુ ઉંઘી તો નહિ જ. વ્હાણું વાયે મારા કાકા શહેરમાં આવવાના હતા તેમની જોડે હુ પણ મારી માશીને મળવાનુ કહી ગાડીમા આવી. મારે તમને મળીને સલાહ લેવી હતી, અને મારા કાકા મને મારી માશીને ત્યા મુકીને ગયા એટલે હુ અહીં આવી.'

'આવ્યા તે ઠીક કર્યું. પણ તમે મને બધુ કહ્યુ છે?'

'હા, બધુ કહ્યુ છે.'

'બાઈ હેલન, બધુ નથી કહ્યુ. તમારા કાકાના કૃત્ય તમે સંતાડો છો.

'એટલે? હુ સમજી નહિ.'

'મોડીયામાં તમારો હાથ છે તે પર સોળ પડ્યા છે તે ઢાક્યા નથી રહેતા. તાજા જ પડેલા છે અને આંગળના પગાલુાથી થયેલા લાગે છે. તમારી સાથે બહુ ઘાતકી રીતે એ ચાલે છે'

બાઇએ પોતાનો હાથ વધારે ઢાક્યો. તેનો ચહેરો નરમ થઈ ગયો અને તે બોલી, 'મારા કાકા બહુ સખત માણસ છે. એમના શરીરનું જોર કેટલુ છે તે એમને જ ખબર નહિ હોય.'

કેટલીક વાર સુધી સહુ ચુપ થઈ રહ્યા. વસંતરાય હાથ પર હડપચી મુકી સામી ભીંત સામે તાકીને જોઈ રહ્યા.

આખરે તે બોલ્યા, 'આ કામ બહુ ઉંડું છે. શો ઉપાય કરવો તે નક્કી કરતા પ્હેલા હજારો ઝીણી વિગતો જાણવાની માગે

પડે એમ છે કે કોઇ રીતે ખુલાસો મળે એમ છે? પણ અરે આ શું?'

આમ તેમ બોલી ઉઠ્યા તેનું કારણ એ હતું કે બારણું જોરથી અફળાઈને ઉઘડ્યું અને ઉંચા ભારે કદનો એક માણસ બારણામાં આવીને ઉભો. તેનો પ્હેરવેશ શહેરી અને ગામડાશાઇ રીતની ભેળસેળવાળો હતો. તેને માથે સારા પોતવાળી પાઘડી હતી પણ તે ગમે તેમ બાંધી દીધેલી હતી. અંગરખું કસોવાળું હતું પણ તે વાંકી બાંયનું હતું. પગે બહુ જાડા તળીઆવાળા મીરજાઇ જોડા હતા. અને તેના હાથમાં એક ચાબુક હતી. તે એટલો ઉંચો હતો કે તેની પાઘડી બારણાની બારશાખને ડાટણે અડકી, અને પ્હોળો એટલો હતો કે આખું બારણું ભરાઈ રહ્યું. તેનું મ્હોં મોટું હતું અને તે પર અસંખ્ય કરચોલીઓ હતી. રંગે ઘઉંવરણો છતાં તડકામાં ફર્યાથી તે શામળો થઇ ગયેલો લાગતો હતો. તેના ચહેરામાં એકેએક જાતના દુષ્ટ વિકારની રેખા હતી. તે અમારા બે તરફ વારા ફરતી જોતો હતો. તેની આંખો મગજે લોહી ચઢ્યાથી રાતી થઇ ગયેલા જેવી હતી અને નાક લાંબું, તીણું અને અણીવાળું હતું, તેથી તે વિકાળ શિકારી પક્ષી જેવો લાગતો હતો.

આ રાક્ષસે પુછ્યું, 'તમારા બેમાંથી વસંતરાય કયો છે?'

વસંતરાય બોલ્યા, 'મારૂ નામ વસંતરાય છે. પણ નામ પુછે તેણે નામ કહેવું જોઇએ.'

'મારૂં નામ ઉદેરામ તરવાડી. હું—ગામનો છું.'

વસંતરાયે મ્હોડું મલકાવીને કહ્યું, 'એમ કે? પધારો, પધારો, બેસો.'

'એવો કંઇ મારો વિચાર નથી. મારી ભત્રીજી અહીં આવી ગઇ છે. મને પત્તો લાગ્યો છે. તમને એ આવીને શું કહેતી હતી?'

વસંતરાય બોલ્યા, 'આ વર્ષે ટહાડ જરા વધારે પડી છે.'

તેણે જોરથી બૂમ પાડીને કહ્યું, 'તમને એ શું કહેતી હતી?'

વસતરાયે શાન્ત રહીને જ કહ્યું, ' પણ કહે છે કે કેરીઓ તો આ વર્ષે ઘણી થશે '

' તમે મને ઉડાવો છો, એમ કે ? ' એટલું કહી ચાબુક હલાવતો તે એક કદમ અગાડી આવ્યો, અને વસતરાય તરફ જોઇ બોલ્યો, ' હરામખોર, હું તને ઓળખું છું. તારું નામ મેં સાંભળ્યું છે તું જેમાં તેમાં માથું મારનારો છે તે હું જાણું છું. '

વસતરાયે મ્હો મલકાવ્યું.

' આખી દુનિયાની ફીકર જાણે તને જ ના હોય ! '

વસતરાય વધારે વિકસિત મુખે સ્મિત કરવા લાગ્યા.

' તું ખાતમીદાર છે અને છુપી પોલીસમાં છે તે બધા જાણે છે '

વસતરાય અંતરમાં ખૂબ ખુશ થતા જણાયા, અને બોલ્યા, ' તમારી વાતચીત બહુ રસ પડે એવી છે બહાર નિકળો ત્યારે જરા બારણું બંધ કરતા જજો, કેમકે ટહાડો પવન આવે છે '

' કહેવા આવ્યો છું તે કહીશ ત્યારે હું જઇશ ખબરદાર જો તું મારા કામમાં વચ્ચે પડયો તો. કેસર અહીં આવી ગઈ છે તે હું જાણું છું—મે પત્તો શોધી કહાડયો છે. મારી જોડે લડાઇ કરવામાં સાર નથી. જો આ. ' તે એકદમ અગાડી આવ્યો. હિંચકાનો જાડો લોઢાનો ગજ્જો હતો તે તેણે પકડયો અને રાક્ષસ સરખા બે હાથે વાંકો વાળી દીધો

ઘુરકતો તે બોલ્યો, ' સંભાળજે. મારા પંજાથી આઘો રહેજે ' ગજ્જાથી હિંચકાને જોરથી ધક્કો મારી તે ચાલ્યો ગયો.

વસતરાય હસી પડયા અને બોલ્યા, ' માણસ બહુ મળતાવડો જણાય છે ! હું એના જેટલો કદાવર તો નથી પણ એ રહ્યો હોત તો હું એને બતાવત કે મારો પંજો એનાથી બહુ નબળો નથી. ' એમ કહી તેમણે ગજ્જો હાથમાં ઝાલ્યો ને એક આંચકે તે સીધો કરી દીધો.

પડે એમ છે કે કોઇ રીતે ખુલાસો મળે એમ છે? પણ અરે આ શું?'

આમ તેમ બોલી ઉઠયા તેનું કારણ એ હતું કે બારણું જોરથી અફળાઈને ઉઘડયું અને ઉંચા ભારે કદનો એક માણસ બારણામાં આવીને ઉભો. તેનો પ્હેરવેશ શહેરી અને ગામડાશાઇ રીતની ભેળ-સેળવાળો હતો. તેને માથે સારા પોતવાળી પાઘડી હતી પણ તે ગમે તેમ બાંધી દીધેલી હતી. અંગરખું કસોવાળું હતું પણ તે વાંકી બાંયનું હતું. પગે બહુ જાડા તળીઆવાળા મીરજાઇ જોડા હતા. અને તેના હાથમાં એક ચાબુક હતી. તે એટલો ઉંચો હતો કે તેની પાઘડી બારણાની બારશાખને ડાટણે અડકી, અને પ્હોળો એટલો હતો કે આખું બારણું ભરાઈ રહ્યું. તેનું મ્હોં મોટું હતું અને તે પર અસંખ્ય કરચોલીઓ હતી. રંગે ઘઉંવરણો છતાં તડકામાં ફર્યાથી તે શામળો થઇ ગયેલો લાગતો હતો. તેના ચહેરામાં એકેએક જાતના દુષ્ટ વિકારની રેખા હતી. તે અમારા બે તરફ વારા ફરતી જોતો હતો. તેની આંખો મગજે લોહી ચઢયાથી રાતી થઇ ગયેલા જેવી હતી અને નાક લાંબું, તીણું અને અણીવાળું હતું, તેથી તે વિક્રાળ શિકારી પક્ષી જેવો લાગતો હતો.

આ રાક્ષસે પુછ્યું, 'તમારા બેમાંથી વસંતરાય કયો છે?'

વસંતરાય બોલ્યા, 'મારૂં નામ વસંતરાય છે. પણ નામ પુછે તેણે નામ કહેવું જોઈએ.'

'મારૂં નામ ઉદેરામ તરવાડી. હું—ગામનો છું.'

વસંતરાયે મ્હોડું મલકાવીને કહ્યું, 'એમ કે? પધારો, પધારો, બેસો.'

'એવો કંઇ મારો વિચાર નથી. મારી ભત્રીજી અહીં આવી ગઇ છે. મને પત્તો લાગ્યો છે. તમને એ આવીને શું કહેતી હતી?'

વસંતરાય બોલ્યા, 'આ વર્ષે ટહાડ જરા વધારે પડી છે.'

તેણે જોરથી ખૂમ પાડીને કહ્યું, 'તમને એ શું કહેતી હતી?'

વસંતરાયે શાન્ત રહીને જ કહ્યું, 'પણ કહે છે કે કેરીઓ તો આ વર્ષે ઘણી થશે '

'તમે મને ઉડાવો છો, એમ કે?' એટલું કહી ચાબુક હલાવતો તે એક કદમ અગાડી આવ્યો, અને વસંતરાય તરફ જોઇ બોલ્યો, 'હરામખોર, હું તને ઓળખું છું. તારૂં નામ મેં સાંભળ્યું છે તું જેમાં તેમાં માથું મારનારો છે તે હું જાણું છું.'

વસંતરાયે મ્હોં મલકાવ્યું.

'આખી દુનિયાની ફીકર જાણે તને જ ના હોય!'

વસંતરાય વધારે વિકસિત મુખે સ્મિત કરવા લાગ્યા.

'તું ખાતમીદાર છે અને છૂપી પોલીસમાં છે તે બધા જાણે છે.'

વસંતરાય અંતરમાં ખૂબ ખુશ થતા જણાયા, અને બોલ્યા, 'તમારી વાતચીત બહુ રસ પડે એવી છે બહાર નિકળો ત્યારે જરા બારણું બંધ કરતા જજો, કેમકે ટાઢો પવન આવે છે.'

'કહેવા આવ્યો છું તે કહીશ ત્યારે હું જઇશ ખબરદાર જો તું મારા કામમાં વચ્ચે પડયો તો. કેસર અહીં આવી ગઈ છે તે હું જાણું છું—મેં પત્તો શોધી કહાડયો છે. મારી જોડે લઢાઇ કરવામાં ખેર નથી. જો આ.' તે એકદમ અગાડી આવ્યો. ચિંચકાનો જાડો લોઢાનો ગઠ્ઠઓ હતો તે તેણે પકડયો અને રાક્ષસ સરખા એ હાથે વાંકો વાળી દીધો.

ધુરકતો તે બોલ્યો, 'સંભાળજે. મારા પંજાથી આઘો રહેજે' ગઠ્ઠાથી ચિંચકાને જોરથી ધક્કો મારી તે ચાલ્યો ગયો.

વસંતરાય હસી પડયા અને બોલ્યા, 'માણસ બહુ મળતાવડો જણાય છે! હું એના જેટલો કદાવર તો નથી પણ એ રહ્યો હોત તો હું એને બતાવત કે મારો પંજો એનાથી બહુ નબળો નથી.' એમ કહી તેમણે ગઠ્ઠઓ હાથમાં ઝાલ્યો ને એક આંચકે તે સીધો કરી દીધો.

'કેવો ઉદ્ધત માણસ! મને સરકારી બાતમીદાર ધારે છે. આ વાત બની તેથી તો તપાસ કરવાની આતુરતા વધે છે. કેસરથી સાવચેતી ન રખાઈ અને આ જંગલીને તેના આવ્યાની ખબર પડવા દીધી તેથી એ બીચારીને કંઈ નુકસાન ન થાય તો સારૂં. રતિલાલ હવે ચાહ પી લઈએ. દસ વાગતે હું રજીસ્ટ્રેશન ઓફીસમાં જઇ આવીશ. તમે પણ જમીને બાર વાગતાં સુધીમાં પાછા આવી પ્હોંચજો.'

હું પાછો આવ્યો ત્યારે વસંતરાય આવેલા ન હતા. તેમને પાછા ફરતા એક વાગ્યો. તેમના હાથમાં એક સ્ટામ્પવાળો કાગળ હતો અને બીજા કાગળ પર રૂપીઆના આંકડા લખ્યા હતા અને હિસાબ કરેલા હતા. તે બોલ્યા, 'રજીસ્ટ્રેશન ઓફીસમાંથી મરનાર રૂદ્રરામના વીલની નકલ મેં લીધી. એણે પોતાના રૂપીઆ ઘણા ખરા શેરમાં રોકયા હતા. પંદર સોળ હજારની થાપણનું વ્યાજ પ્હેલાં દર વર્ષે લગભગ રૂ. ૧૦૦૦ આવતું. એ બધા શેરના ભાવની મેં પછી ખબર કહાડી. હાલ શેરના ભાવ ઘટી ગયા છે તેથી હવે રૂ. ૬૦૦ કે રૂ. ૭૦૦ ભાગ્યે આવતા હશે. અને બન્ને બ્હેનોને રૂ. ૩૦૦૦ રોકડા આપવા પડે તો ભાવ ઓછો હોવાથી વધારે રકમના શેર વેચી નાખવા પડે, તેથી આ ભાઈ સાહેબને ભાગે બહુ ઓછું રહે; અને વ્યાજ તો પછી રોટલા ખાવા જેટલું જ આવે. હું ફરી આવ્યો તે વ્યર્થ નથી ગયું. એ તો નક્કી થયું કે આ છોકરીને રૂપીઆ મળતા અટકાવવાથી આ માણસને ઘણો લાભ છે. અને રતિલાલ, હવે વખત આળસમાં કહડાય એમ નથી. તેમાં વળી એ ઉદ્દેરામ ચેત્યો છે કે એ કામની આપણે તજવીજ કરીએ છીએ. હવે કંઈ વાર ન હોય તો એક ભાડાની ગાડી મંગાવીએ. મેં તમારી પાસે હથીઆરનો પરવાનો લેવડાવેલ છે માટે તમારી પિસ્તોલ ગજવામાં નાખી લેજો. લોઢાના ગજીઆ વાળી નાખે એવા આસામીઓને સમજણ પાડવી હોય તો બે નળીની પિસ્તોલ બહુ કામમાં આવે. એ લઈએ અને દાંતનો એક બ્રશ લઈએ એટલે બસ છે.'

ભાડાની ગાડી તરત મળી પડદા નાખી દઈ અમે નિકળ્યા. પુલ આવ્યો, નદી આવી, ખેતર આવ્યા, પણ બહુ દૂર ગયા ત્યા સુધી કશુ જોવાને અમે પડદા ઉંચા કર્યા નહિ. જનાનખાનાની ખૂબસુરતી કરતાં પણ વધારે મોંઘી વસ્તુ અમારે ઢાકી રાખવાની હતી. પડદા ઉઘાડી નાખ્યા પછી બહુ રમણીય દેખાવ આસપાસ જણાવા લાગ્યો. નીચા પણ ઘટ ઉગેલા રવિપાકથી ખેતરો લીલાછમ બની રહ્યા હતા. વાડ અને ઝાડ પણ લીલોતરથી ભરેલા હતા. ઠેકાણે ઠેકાણે કોસ ચાલતા હતા. ઠંડો પવન ધીમે ધીમે આવતો હતો. તે દિવસ તપેલો હોવાથી સુખકર લાગતો હતો. કુદરતમા પ્રસરી ર્‌હેલી આ મધુરતા અને અમે જેની ભાળ કહાડવા જતા હતા તે દુષ્ટતા વચ્ચે કેટલો મ્હોટો વિરોધ છે એ વિચાર મને આવવા લાગ્યો મારા સાથી સામી બાજુએ પગ નાખી પીઠે અઢેલી હાથે અદબ વાળી હડપચી છાતી પર નાખી અત્યંત ઉંડા વિચારમા મગ્ન થઈ પડી રહ્યા હતા. પણ કેટલીક વારે જાગ્રત થઈ તેમણે મારે ખભે હાથ ઠોકયો અને આગ્રે છાપરા બતાવ્યાં.

ગાડીવાળાને તેમણે પુછ્યું, 'આ જણાય છે તે—ગામ કે?'

'હા જી, ગામની ભાગોળે જ આપણે છીએ.'

'ધરમશાળા આગળ હાકી જજે. મંદિર પાસે ઉતરવું છે.'

થોડી વારે અમે ગામમા પેઠા. ગાડીવાળો બોલ્યો, 'આ ધરમશાળા ને પેલુ મંદિર અને આ સામુ છે તે તરવાડીનુ ઘર. મેડે આઇડી બારીએ ઉભી એ મ્હોટું ઘર.'

ઘર ગામડાના પ્રમાણમા ઘણુ મ્હોટુ હતુ અને તેની બાંધણી પણ ગામડાના ઘર જેવી નહોતી. ઘર પર એક માળ સળંગ હતો. અડધા ભાગમાં ત્રીજો માળ હતો અને અડધા ભાગમા અગાસી હતી. બારી બારણા કંઇક તકતી જેવા હતા. ઘરની આસપાસ છુટી જમીન ઘણી જ હતી અને કોઇ કોઈ ઠેકાણે ઉભા રહેલા થોરીઆથી જણાતું હતું કે પેહેલા ચારે તરફ વાડ હશે.

ધરમશાળા ને મંદિર વચ્ચે અમે ઉતરી પડયા અને ગાડીવાનને ભાડું આપી દીધું. ગાડી દોડાવતો તે ચાલ્યો ગયો. ગાડી અદૃશ્ય થઇ એટલે અમે ઉદેરામના ઘર તરફ ગયા. કેસર બારીએ ઉભી હતી તે ઉતરીને નીચે આવી. તેનું મ્હોં અત્યારે કંઇક ઉલટમંદ હતું. તે બોલી, 'વરસાદની રાહ જુએ એમ બારીએ ઉભી ઉભી હું ક્યારની તમારી વાટ જોઉં છું.'

વસંતરાયે કહ્યું, 'અમે કહ્યા પ્રમાણે વખતસર જ આવ્યા છીએ. અમારી તપાસમાં કંઇ વિઘ્ન આવવું ન જોઈએ.'

'મારા કાકા આવ્યા નથી. અંધારૂં થતાં સુધી નહિ આવે.'

'એમની તો અમારે મુલાકાત થઇ ગઈ, અને બહુ આનંદ થયો!' હકીકત બની હતી તે વસંતરાયે ટુંકામાં કહી સંભળાવી. કેસરના મુખ પરથી લોહી ઉડી ગયું અને તે બોલી, 'હાય હાય! ત્યારે હું તમને કહેવા આવી તે એમને ખબર પડી ગઇ! એમની લુચ્ચાઇ એવી છે કે એમનાથી કયી ઘડીએ હું સહિસલામત છું તે મને સમજાતું નથી. હવે આવીને શું કહેશે?'

'એને પણ સંભાળવું પડશે, કેમકે કોઇ શેરને માથે સવાશેર એની ખબર રાખનાર છે એમ એને જણાશે. તમારે આજ રાત્રે બારણાં જાપતાથી બંધ કરીને સુવું. એ કંઈ તોફાન કરશે તો તમને તમારી માશીને ત્યાં લઈ જઈશું. હવે વખત કહાડવાનો નથી. માટે જે ઓરડા તપાસવાના છે ત્યાં અમને લઇ જાઓ.'

ઘરનું મુખ પૂર્વ તરફનું હતું. ઓટલો અને બારણાં એ તરફ હતાં. વાડ પણ એ તરફ વધારે આખી હતી. વચ્ચોવચ દીવાનખાનું હતું અને તેની ઉત્તરે તથા દક્ષિણે હારોહાર ઓરડા હતા. દક્ષિણનો ભાગ જીર્ણ અવસ્થામાં હતો અને એ તરફ ઠેકાણે ઠેકાણે બારીબારણાંમાંથી જતાં રહેલાં કમાડની જગાએ કામઠાં ભરી લીધાં હતાં. દીવાનખાનું અને તેની ઉત્તરનો ભાગ સારી અવસ્થામાં હતો, અને તેમાં સરસામાન હતો તેથી જણાતું હતું કે કુટુંબનું રહેવાનું એ ભાગમાં હતું.

ઉત્તર તરફના છેલ્લા કરાએ પાલક બાંધેલી હતી અને કેગ ઓટલો હતો. મેદાનમાં વસંતરાયે ધીમે પગલે આંટા માર્યા અને પશ્ચિમ તરફની બારીઓની બહારનો ભાગ બહુ ધ્યાન દઇ તપાસ્યો.

'આ ત્રણ ઓરડા હારબંધ છે તે સુવાના ઓરડા, ખરૂ?'

'હા, હું હાલ વચલા ઓરડામાં સુઉં છું.'

'એ તો આ કડીઆકામ ચાલે છે ત્યાં સુધી હશે પણ વારૂ, આ દીવાલને દુરસ્ત કરવાની હાલને હાલ કંઇ જરૂર હતી?'

'કંઇ જ નહિ. મને મારા ઓરડામાંથી કહાડવાને બહાનું કહાડેલું છે એમ મને તો લાગે છે.'

'હા એ સૂચના ઠીક કરી. હવે પેલી તરફ ઓરડાની અગાડી સળંગ ઓટલો છે તેમાં કંઈ બારીઓ પડે છે કે?'

'બહુ નાની જાળીઓ છે. તેમાંથી કોઇથી અવાય નહિ, અને તેના એ કમાડ બંધ હતા.'

'ત્યારે એ તરફથી તો કોઇ આવી શકે એમ હતું જ નહિ. વારૂ આ તરફની જ મ્હોટી બારીઓની જાળીઓ તપાસીએ'

જાળીઓના ગજીઆ અને ચોકઠા ઘણી રીતે હલાવી જોયા પણ કોઇ પ્રકારે તે નિકળી શકે એવા હોય એમ જણાયું નહિ. ચપ્પુ ઘાલીને ગજીઓ ઉંચો ચઢાવી દેવાનો કોઇ ઠેકાણે ખરો નહોતો. ગજ-વામાંથી કાચ કહાડી વસંતરાયે ભિન્નગગ તપાસી જોયાં પણ તે મજબૂત લોઢાનાં હતા અને ચોકઠામાં મજબ જડેલા હતા. વસંતરાયે ગુંચવાઈને માથું ખંજવાળ્યું અને બોલ્યા, 'હા, મારી ધારણામાં મુશ્કેલીઓ છે ખરી. આ જાળીઓમાંથી તો કોઇથી પેસાય એવું છે જ નહિ. ઠીક, અંદર જઈને જોઇએ કે ત્યાંથી કંઈ સમજાય છે.'

ફરીને અમે ઓટલા પર આવ્યા છેલ્લો ઓરડો તપાસવાની તો વસંતરાયે ના જ કહી, તેથી કેસરને હાલ સુવાનો ઓરડો હતો તેમાં અમે ગયા, ઓરડાની ઉભણ નીચી હતી અને સરસામાન બહુ થોડો પણ મ્હોટા કદનો હતો. એક તરફ બહુ કદનો લાંબો ડામચીઓ

હતો અને તે પર ઉંચે સુધી ગોદડાં ગોઠવ્યાં હતાં. એક તરફ મ્હોટાં તપેલાં, દેગડાં, કઢાઈઓ વગેરે વાસણ ખડકી મુકયાં હતાં. એક તરફ પાણીઆરૂં હતું તેથી ફરવાની જગા ઓરડામાં બહુ થોડી હતી. જ્યાં કેસરનો ખાટલો ઉભો કરી મુકયો હતો ત્યાં જઈ વસંતરાય ભીંતે અઢેલીને ઉભા રહ્યા અને ઓરડામાં ચારે તરફ સૂક્ષ્મદૃષ્ટિથી નજર ફેરવવા લાગ્યા. જઇને ડામચીઓ જોઈ આવ્યા, વળી વાસણોની ઉતરાણ જોઇ આવ્યા, પાણીઆરૂં જોયું, પણ કોઇ ઠેકાણે માણસ સંતાઇ રહે એવી જગા જણાઈ નહિ. ફરી પાછા ભીંતના ખુણા પાસે આવીને ઉભા અને કેસરને પુછયું, 'પથારી કયાં થાય છે?'

'તમે ઉભા છો ત્યાં જ.'

પોતાની પાસેની બે તરફની ભીંતો તરફ ફરી નજર કરીને બોલ્યા, 'આ દોરીની ગાંઠ શાની છે?'

'ભીંતમાં દોરડા જેટલું પોલાણ કરી મારા કાકાના ઓરડામાં હવાનો પંખો બાંધ્યો હોય ત્યારે તે ખેંચવાની દોરી મુકેલી છે.'

'પંખો છે ખરો?'

'ના નથી અને કોઇ દહાડો હતોએ નહિ, પણ મારા કાકાએ કહ્યું કે હું પંખો બંધાવું તો બહાર રહી માણસને ખેંચવાની ગોઠવણ કરી મુકેલી જોઇએ.'

'પંખો ખેંચનાર માણસ કોઇ છે?'

'કોઇ નથી.'

'અને હોય તોએ ઓટલા પરથી માણસ પંખો ખેંચે. ઓરડામાંથી પંખો ખેંચવાનું શા માટે રાખવું જોઇએ? અને દોરી બહુ જુની જણાતી નથી.'

'બે વર્ષ પર જ એ પ્રમાણે ગોઠવણ કરી દોરી મુકી.'

'તમારી બ્હેને આમ દોરી મુકવાનું કારણ કહ્યું હતું? પથારીના ઉશીકા પર જ દોરી ખેંચવાના છેડાની ગાંઠ આવે એમ છે.'

'ના, મારી બ્હેનને તો કંઈ કહ્યું નહોતુ. અમે ઓછા જ એના ચાકર છીએ. પંખો તો ખેચવાનું કહે તોએ ના ખેચીએ '

'મને તો આ નકામુ કરેલુ જ લાગે છે. અને ગામડામા કોણ પખા ખેંચાવે છે? પણ રાખો આ ભીંત હુ બરોબર તપાસી જોઉં!' જમીન પર ચત્તા સુઇ જઇ વમનરાયે કાચ વતી દોરી અને દોરીવાળો ભીંતનો ભાગ અંદર આંખ કરી ફરી ફરીને તપાસી જોયો. પછી ઊભા થઇ ખાટલો ઢાળી તે પર જોઇ રહ્યા. તે પછી પંખાની દોરી ખેચી જોઈ અને બોલ્યા, 'દોરીથી તો કશુ ખેંચાતુ નથી ઉંચે નજર કરશો તો જણાશે કે નાનુ સરખુ જાળીઉં મુકયુ છે તેમા હુક છે ત્યા દોરીનો ઉપલો છેડો બાધેલો છે.'

'કેવું નવાઈ જેવુ! મારી નજર એ તરફ કોઇ વખત ગઈ જ નથી.'

'કંઈ વિચિત્ર જ છે. આ ઘર બાધનાર કેવો મૂર્ખ હોવો જોઇએ કે હવા અને અજવાળા માટે આ જાળીયુ બહાર પડતી ભીંતમા મુકવાને બદલે આ અને સાથેના ઓરડા વચ્ચેની ભીંતમા મુક્યુ છે! મહેનત તો એ રીતે મુકવામા સરખી જ હતી.'

'એ તો નવુ કરેલુ છે.'

'જે વખતે આ પખાને દોરી મુકી તે જ વખતે જાળીયુ મુકેલુ કે?'

'હા તે વખત નાના નાના ફેરફાર ઘણા કર્યા હતા.'

'આવા કેવળ નકામા ફેરફાર બહુ ધ્યાનમા લેવા જોગ છે. વારુ, હવે તમે કહો તો જોડેનો તમારા કાકાનો ઓરડો તપાસીએ.'

ઉદ્વેગમનો ઓરડો કેસરના ઓરડા કરતા વધારે મ્હોટો હતો તેમા કંઇક સામાન હતો પણ તે બહુ સાદો હતો. સુવાનો ખાટલો હતો પણ તેની પાટી ઘણે ઠેકાણેથી ગાઠ મારી સાધી લીધેલી હતી. દેવદારના ખોખામા ચોપડીઓ ભરેલી હતી, પણ તે જુની અને ફાટેલી હતી, તથા ઉટવૈદું, જ્યોતિષ, કીમીઓ એવા વિવિધ વિષયોની

હતી. ખાટલા પાસે બે ખુરશીઓ હતી. એક સહેજ લાંબી હતી, તેના નેતરમાં ઘણે ઠેકાણે ગાબડાં પડેલાં હતાં. બીજી સાધારણ કદની અને હાથાવાળી હતી તેને નેતરને ઠેકાણે પાટીઆં જડેલાં હતાં. ખુરશીની પેલી તરફ ભીંત પાસે લોઢાની તીજોરીની પેટી હતી. તેની જોડે ભીંતને અઢેલીને એક નીચું કબાટ મુકયું હતું. કળ તુટી ગયાથી તેનાં બારણાં ઉઘાડાં હતાં અને તેમાં સારાં અને હલકાં લુગડાં ગોઠવ્યા વિના ગમે તેમ નાખેલાં હતાં. મુખ્ય સામાન આટલો જ હતો. વસંતરાય બધે ફરી વળ્યા અને બારીકીથી દરેક વસ્તુ તેમણે તપાસી.

લોઢાની તિજોરી પર આંગળી ઠોકી તેમણે કહ્યું, 'આમાં શું છે?'

'મારા કાકાના કામનાં કાગળીઆં છે.'

'અહો, ત્યારે તમે એને અંદરથી જોઇ છે ?'

'એક વાર, ઘણાં વર્ષ પર. તે વખતમાં કાગળીઆં ભરેલાં હતાં એમ મને યાદ છે.'

'અંદર બિલાડી તો નહિ હોય ?'

'બિલાડી તે વળી હોય ?'

'જુઓ આ !' એમ કહી તિજોરી પર એક દૂધવાળી રકાબી હતી તે વસંતરાયે ઉપાડીને બતાવી.

'બિલાડી તો અમે નથી પાળતા. પણ અમારે ત્યાં રાની બિલાડો છે અને માંકડું છે.'

'હા, એ ખરૂં. અને રાની બિલાડો એ મ્હોટી બિલાડી જ કહેવાય. પણ આટલી રકાબી ભરીને દૂધ પીધે એનું પેટ ભરાય નહિ. હજી એક વાત મારે જોવી છે. ખાટલા પર બેસી વસંતરાયે પાટીઆવાળી ખુરશી સામે હતી તેના હાથા તપાસી જોયા અને હલાવી જોયા પછી ઉઠીને ઉભા થયા. તપાસવાનો કાચ ગજવામાં મુકયો, અને બોલ્યા,

'બસ, હવે નક્કી થયું. પણ આ તો જુઓ.' ખાટલા પર એક ખુણે પાયાના દાંડાપર એક ચાબુક જેવી મુકી હતી તે પર

ધ્યાન ગયું તેથી વસંતરાય આમ બોલ્યા. ચાબુકનો દાંડો બહુ લાંબો નહોતો અને ગુંથેલી ચામડાની દોરી વીંટાળી લઇ દાંડાના છેડા પાસે તેનો ગાળો કર્યો હતો.

'રતિલાલ, આ વિષે શું ધારો છો ?'

'સાધારણ ચાબુક છે. પણ આ પ્રમાણે બાંધી છે શા માટે તે સમજાતુ નથી'

'ત્યારે એ તો સાધારણ નથી ને ? અરે પ્રભુ ! દુનિયામા કેવા દુષ્ટ લોકો વસે છે ! અને માણસ જેમ બુદ્ધિ વધારે વાપરે તેમ ગુનાહ કરવાની વધારે યુક્તિયો તેને જડે છે. હવે બધુ જોવાનુ હતુ તે જોઇ રહ્યા હવે બાઈ, આ મેદાનમા હું ફરૂ છું. અહિં ઓટલા નજીક ફરીશ તો રસ્તે જનારાની નજર નહિં પડે.'

કેસર ઓટલા પર બેઠી. હું અને વસંતરાય નીચે ઉતર્યાં અને આમતેમ ફરવા લાગ્યા. વસંતરાય બહુ વિચારમા હતા માટે મે તેમને કંઇ વાત કરાવી નહિં. કેટલીક વારે વિચારમાથી તે જાગ્રત થયા અને ઓટલા પાસે આવી બોલ્યા, 'બાઇ કેસર, દરેક બાબતમા મારી સલાહ પ્રમાણે જ તમારે વર્તવુ એ ઘણુ જ જરૂરનું છે. તે વિના નહિ ચાલે.'

'તમે કહેશો તેમ જ કરીશ.'

'વાત એટલે સુધી આવી છે કે આનાકાની કરવાનો વખત નથી હું કહુ તેની હા કહેશો તો જ તમારો જીવ બચશે'

'ખરે, તમે જે હુકમ કરશો તે હું માનીશ.'

'પહેલી વાત તો એ કે મારે અને મારા મિત્રને તમારા ઓર-ડામાં રાત્રે રહેવું પડશે'

હું અને કેસર આશ્ચર્યથી વસતરાય તરફ જોઇ રહ્યા.

'હા, એમ કરવું જ પડશે. જુવો, હુ ખુલાસો કરૂ. આથમણી તરફ ધરમશાળા છે ખરૂં ?'

'હા.'

'અમે ત્યાં જઇ ઉતરીશું. ત્યાંથી તમારી બારીઓ તો દેખાય છે ખરી ?'

'બધી દેખાય છે.'

'તમારા કાકા પાછા આવે ત્યારે શરીરે ઠીક નથી એમ કહી તમારા ઓરડામાં સુઈ રહેવું. જ્યારે એ ઓરડામાં સુઇ ગયો છે એમ જાણો ત્યારે, તમારી બારીઓમાંથી વચલી બારીની જાળી બીજી જાળીઓની માફક આખી જડેલી નથી પણ એ બારણાંવાળી છે અને તેને તાળું છે, તે ઉઘાડી નાખજો અને અંદરનાં પાટીઆંનાં કમાડ પણ ઉઘાડી નાખજો, અને પછી તમારા ઓરડામાં ફાનસ છે તે સળગાવીને એ બારીમાં મુકજો એટલે અમને ધરમશાળામાંથી તે દેખાશે અને એ નિશાની અમે જાણીશું. પછી તમારે જે જોઇએ તે બધું લઈને તમારા અસલ ત્રીજા ઓરડામાં જઈ તમારે સુવું. એ ઓરડામાં મરામત ચાલે છે પણ એક રાત તો હું ધારૂં છું કે તમે ત્યાં સુઈ શકશો.'

'શા માટે નહિં ? સુઇશ. એમાં અડચણ નથી.'

'બાકીનું બધું કરવાનું અમને સોંપજો.'

'પણ તમે શું કરશો ?'

'અમે આખી રાત તમારા ઓરડામાં રહીશું. અને આજે સીસોડીના અવાજથી તમે બીહો છો તે શાનો છે તેની તપાસ કરીશું.'

'ભાઇ વસંતરાય, આ બધું શું છે તેની તમારા મનમાં તો ખાતરી થઈ ગઈ હશે.'

'થઈ પણ હોય.'

'ત્યારે મારી બ્હેન શા કારણથી મરી ગઈ તે નહિં કહો ?'

'વધારે સ્પષ્ટ પુરાવો હાથમાં આવશે પછી કહીશ.'

'ત્યારે એટલું તો કહો કે મારી ધારણા ખરી છે કે નહિં, અને એકાએક ધ્રાસકો લાગવાથી તે મરી ગઇ કે નહિં ?'

'હું એમ નથી ધારતો. મને લાગે છે કે મનનું કારણ નહિ પણ કંઈ નજરે પડે એવું કારણ હતું. અને હવે, બાઇ કેસર, અમે રજા લઈએ છીએ તમારા કાકા ઉદેરામ આવી પહોંચે અને અમને જુવે તો અમારો ફેરો અફળ જાય. ત્યારે, ઘરમા જાઓ અને હિમ્મત રાખજો મેં કહ્યુ છે તેમ કરશો તો તમારી બીકના બધા કારણ જરૂર અમે દૂર કરી દઇશુ.'

ધરમશાળામા અમે જઇ મુકામ કર્યો. લોકોએ અમને મુસાફર જ ધાર્યા. મંદિર આગળ અમે ઉતર્યા હતા માટે મંદિર સિવાય અમારે બીજે કયાઇ જવુ છે એમ ગાડીવાળાએ નહિ જ ધાર્યું હોય, અને તેથી ગાડીવાળાને જીજ્ઞાસા ઉત્પન્ન થાય કે તે કઇ વાત કરે એવી બીક નહોતી. ખાઇ લીધા પછી ધરમશાળાની બારી ઉદેરામના ઘર તરફ પડતી હતી તે ઉઘાડીને ત્યા આગળ અમે વાતો કરતા બેઠા સૂર્ય આથમ્યાની વખતે અમે ઉદેરામને આઘેથી એક્કામા બેસી આવતા જોયા. ગીમમાથી પાછા આવતા ઢોરને જોઇ બળદ તોફાનમા આવ્યો તે વખતે ઉદેરામનો ક્રોધભર્યો ઘાટો અને બળદને દીધેલી ધમકી એટલે દૂરથી પણ સભળાયા થોડી વાર પછી ઝાડમાથી દીવાનખાનામા પ્રકટેલો દીવો દેખાયો વચ્ચે ઝાડ હતા તેને ભેદી દીવાનુ અજવાળું આવતું હતુ

અંધારૂ વધતુ ગયુ તો પણ અમે બારી પાસે જ બેસી રહ્યા. વસંતરાયે મને કહ્યુ, 'રતિલાલ, આજ રાત્રે તમને સાથે લઇ જવા હુ ખુશી નથી કંઇક નુકશાન થવાની બીક રહે છે.'

'હું તમને મદદ લાગું એમ છે ?'

'તમે સાથે હો તો બહુ જ કામમા આવો.'

'ત્યારે તો હું જરૂર આવીશ. બીકની ફીકર નહિ, પણ શી બીક છે ? મેં જોયું તે કરતા કાઇ વધારે તમે એ ઓરડાઓમા જોયું નથી એમા શક નહિ!'

‘ અમે ત્યાં જઈ ઉતરીશું. ત્યાંથી તમારી બારીઓ તો દેખાય છે ખરી ?’

‘ બધી દેખાય છે. ’

‘ તમારા કાકા પાછા આવે ત્યારે શરીરે ઠીક નથી એમ કહી તમારા ઓરડામાં સુઈ રહેવું. જ્યારે એ ઓરડામાં સુઇ ગયો છે એમ જાણો ત્યારે, તમારી બારીઓમાંથી વચલી બારીની જાળી બીજી જાળીઓની માફક આખી જડેલી નથી પણ બે બારણાંવાળી છે અને તેને તાળું છે, તે ઉઘાડી નાખજો અને અંદરનાં પાટીઆંનાં કમાડ પણ ઉઘાડી નાખજો, અને પછી તમારા ઓરડામાં ફાનસ છે તે સળગાવીને એ બારીમાં મુકજો એટલે અમને ધરમશાળામાંથી તે દેખાશે અને એ નિશાની અમે જાણીશું. પછી તમારે જે જોઇએ તે બધું લઈને તમારા અસલ ત્રીજા ઓરડામાં જઈ તમારે સુવું. એ ઓરડામાં મરામત ચાલે છે પણ એક રાત તો હું ધારૂં છું કે તમે ત્યાં સુઈ શકશો. ’

‘ શા માટે નહિં ? સુઇશ. એમાં અડચણ નથી. ’

‘ બાકીનું બધું કરવાનું અમને સોંપજો. ’

‘ પણ તમે શું કરશો ?’

‘ અમે આખી રાત તમારા ઓરડામાં રહીશું. અને આજે સીસો-ટીના અવાજથી તમે બીહો છો તે શાનો છે તેની તપાસ કરીશું. ’

‘ ભાઇ વસંતરાય, આ બધું શું છે તેની તમારા મનમાં તો ખાતરી થઈ ગઈ હશે. ’

‘ થઈ પણ હોય. ’

‘ ત્યારે મારી બ્હેન શા કારણથી મરી ગઈ તે નહિં કહો ?’

‘ વધારે સ્પષ્ટ પુરાવો હાથમાં આવશે પછી કહીશ. ’

‘ ત્યારે એટલું તો કહો કે મારી ધારણા ખરી છે કે નહિં, અને એકાએક ધ્રાસકો લાગવાથી તે મરી ગઇ કે નહિં ?’

'કેસરની બ્હેનના ઓરડામાં એવી રીતે સામાન ગોઠવ્યો છે કે એક જ ઠેકાણે ખાટલો ઢાળી શકાય. ઘરમા આટલી બધી ખાલી જગ્યા છતા એ ઓરડામા જ આટલો બધો સામાન ભર્યો છે કોઈ મોટા ઘરમા સુવાના ઓરડામા આવો જંગી સામાન ખડકેલો કદિ જોયો છે ?

'કદી જોયેલો સાભળનો નથી.'

'સામાન બાઇથી ખમેડાય નહિં એટલે પથારી એક જ ઠેકાણે કરવી પડે, અને તેથી જાળીઆથી અને દોરીથી તેનું અંતર કદિ બદલાય નહિં. એ દોરીજ છે. પખાની દોરી નથી, કેમકે તે વતી પંખો ખેંચાવવાનો કદિ ઇરાદો હતો જ નહિં.'

'તમારો ભાવાર્થ હું કંઇક સમજી શકું છું. ચતુરાઇથી થનો કોઈ ત્રાસદાયક ગુન્હો અટકાવવાને આપણે વખતસર જ આવી પ્હોચ્યા છીએ.'

'ખરે ગુનોહ તો ચતુરાઈવાળો અને ત્રાસદાયક જ છે અને જ્યારે જાન જાનના અનુભવવાળો માણસ આડો જાય ત્યારે એના જેવા ગુનેહગાર કોઈ થાય નહિ. એને માહીતી હોય છે, અને એનામાં હિંમત હોય છે. આ ઉદેશમ બહુ ઉંડો છે, પણ આપણે એનાથી ઉંડા જઇશુ. વ્હાણુ વાતા પ્હેલા ઘણોએ ત્રાસ જોવાનો છે. હાલ તો શાત થઇ બેમીએ અને જે અવકાશ મળે તેમા કઈ વધારે સારી વાતોનો મનમા વિચાર કરીએ.'

ઝાડમાથી દીવો દેખાતો હતો તે રાતના આશરે નવ વાગતે ઓલવાઇ ગયો, અને ત્રવાડીના ઘર તરફ બધે અંધકાર ફેલાઈ ગયો. બે કલાક ચાલ્યા ગયા અને પછી અગીઆર વાગે અમારી બરોબર સામે એક દીવો પ્રકટ થયો.

વસંતરાય ઉઠીને ઉભા થયા, અને બોલ્યા,' એ આપણી નિશાની. વચલી જાળીમાથી એ અજવાળું આવે છે.'

'ના. પણ હું ધારૂં છું કે મેં અનુમાન કંઇ વધારે કર્યાં છે. મેં જોયું તે બધું તો તમે પણ જોયું છે.'

'નવાઈ સરખી તો મને માત્ર પંખાની દોરી લાગી. એ દોરી શા માટે મુકી છે તે મારી કલ્પનામાં આવતું જ નથી.'

'અને ઉંચે જાળીઉં છે તે પણ જોયું કેની?'

'હા, પણ બે ઓરડા વચ્ચે એટલું બાકું હોય એ કાંઇ બહુ અસાધારણ નથી, એ તો એટલું નાનું છે કે એમાંથી ઉંદર પણ ભાગ્યે આવી શકે.'

'આપણે આ ગામ આવ્યા તે પહેલાં હું જાણતો હતો જ કે આવું જાળીઉં હશે!'

'શું કહો છો?'

'ખાતરીથી કહું છું. તમને સાંભરે છે કે કેસરે કહ્યું હતું કે મ્હારી બ્હેનને ઉદેરામની ચલમની ગંધ આવી હતી. ત્યારે બે ઓરડા વચ્ચે કંઇ ઉઘાડું હોય તે વિના એમ ગંધ આવી શકે નહિં. અને તે બહુ નાનું હોવું જોઇએ, નહિં તો પંચાતનામા વખતે પંચની નજર તે પર ગયા વિના રહે નહિં. એ પરથી જાળીઉં હશે એમ મેં અનુમાન કર્યું.'

'પણ જાળીઆથી શું નુકશાન થાય?'

'બીજું કંઈ નહિં તો આ બધું એક અરસામાં બન્યું તે વાત તો તરત ધ્યાન ખેંચે એવી છે. જાળીઉં મુક્યું, દોરી બાંધી, અને ખાટલા પર સુનારી બાઈ મરી ગઇ. તમને એમાં કાંઇ નવાઇ જેવું નથી લાગતું?'

'મને તો એ બધા વચ્ચે કંઇ સંબંધ જણાતો નથી.'

'પથારી કરવાના ખાટલા સંબંધે કંઈ ખાસ બાબત ઉપર તમારૂં લક્ષ ગયું?'

'ના.'

'કેસરની બ્હેનના ઓરડામાં એવી રીતે સામાન ગોઠવ્યો છે કે એક જ ઠેકાણે ખાટલો ઢાળી શકાય. ઘરમાં આટલી બધી ખાલી જગ્યા છતા એ ઓરડામાં જ આટલો બધો સામાન ભર્યો છે. કોઈ મોટા ઘરમા સુવાના ઓરડામાં આવો જંગી સામાન ખડકેલો કદિ જોયો છે ?

'કદી જોયેલો સાભળતો નથી.'

'સામાન બાઇથી ખસેડાય નહિં એટલે પથારી એક જ ઠેકાણે કરવી પડે, અને તેથી જાળીઆથી અને દોરીથી તેનુ અંતર કદિ બદલાય નહિં. એ દોરીજ છે. પંખાની દોરી નથી, કેમકે તે વતી પંખો ખેંચાવવાનો કદિ ઈરાદો હતો જ નહિં.'

'તમારો ભાવાર્થ હું કંઇક સમજી શકું છું. ચતુરાઇથી થનો કોઈ ત્રાસદાયક ગુન્હો અટકાવવાને આપણે વખતસર જ આવી પ્હોચ્યા છીએ.'

'ખરે ગુનોહ તો ચતુરાઈવાળો અને ત્રાસદાયક જ છે અને જ્યારે જાન જાતના અનુભવવાળો માણસ આડો જાય ત્યારે એના જેવા ગુનેહગાર કોઈ થાય નહિં. એને માહીતી હોય છે, અને એનામાં હિંમત હોય છે. આ ઉદ્દેશમ બહુ ઉંડો છે, પણ આપણે એનાથી ઉંડા જઇશું. વ્હાણું વાતા પ્હેલાં ઘણોએ ત્રાસ જોવાનો છે. હાલ તો શાન થઇ બેસીએ અને જે અવકાશ મળે તેમા કંઈ વધારે સારી વાતોનો મનમા વિચાર કરીએ.'

ઝાડમાથી દીવો દેખાતો હતો તે રાતના આશરે નવ વાગતે ઓલવાઇ ગયો, અને ત્રવાડીના ઘર તરફ બધે અંધકાર ફેલાઈ ગયો. બે કલાક ચાલ્યા ગયા અને પછી અગીઆર વાગે અમારી બરોબર સામે એક દીવો પ્રકટ થયો.

વસતરાય ઉઠીને ઉભા થયા, અને બોલ્યા,' એ આપણી નિશાની વચલી જાળીમાથી એ અજવાળું આવે છે.'

ધરમશાળામાં એક પગી હતો તેને અમે કહેતા ગયા કે. અમે કોઇને મળવા જઇએ છીએ અને વખતે ઘણું કરીને વ્હાણું વાયે પણ પાછા આવીએ. બહાર નિકળ્યા એટલે ટહાડ બહુ જણાઈ. ચારે તરફ અંધારૂં હતું, સામો પીળો દીવો બળતો હતો તે જ માત્ર લક્ષમાં રાખી અમે ઉંચે મને અગાડી ચાલ્યા. ઝાડમાં થઇને અમે અગાડી મેદાનમાં આવ્યા, અને છેક બારી પાસે આવ્યા. ઉપર ચઢવાને બારી તરફ જતા હતા એટલામાં એક બાજુ નાના છોડનાં જાળાં હતાં તેમાંથી કદરૂપું અને વાંકુ વળી ગયેલું છોકરૂં હોય એવું કંઇ નીકળી આવ્યું. તે આવીને જમીન પર પડ્યું, અને વેદના થતી હોય તેમ આળોટયું, અને પછી પાછું અંધારામાં દોડી ગયું.

મેં ધીમેથી રહી કહ્યું, 'ઓ બાપરે ! તમે જોયું ?'

વસંતરાય મારા જેટલા જ ચમકયા હતા. ગભરાટમાં તેમણે મારૂં કાંડુ જોરથી ઝાલી લીધું. પછી તે બહુ ધીમે હસી પડયા, અને મારા કાન આગળ આવી કહ્યું, 'એ તો આ ઘરની ખુબી છે. એ તો એમનું માંકડું હતું.'

ઉદેરામના ઘરમાં વિચિત્ર જાનવરો પાળેલાં હતાં તે વાત હું ભૂલી ગયો હતો. રાની બિલાડો પણ હતો; અને તે એ ગમે ત્યારે આવી પહોંચે ને અમારા પર તલપ મારે. હું કબુલ કરૂં છું કે વસંતરાયે કર્યું તેમ જોડા કહાડીને હું બારી પર ચડયો અને ઓરડામાં અંદર ઉતર્યો ત્યારે મારા મનને વધારે નીરાંત થઇ. વસંતરાયે ફાનસ બારી પરથી લઇ લીધું, અવાજ ન થાય તેમ ધીમે રહીને બારીની જાળીનાં બારણાં તેમજ પાટીઆનાં કમાડ બંધ કર્યાં, અને પછી બધે નજર ફેરવી જોઇ. અમે દહાડે જોઇ ગયા હતા તેમને તેમજ બધું હતું. અને પછી બહુ જ ધીમે પગલાં ભરતા મારી પાસે આવ્યા. અને હાથની મુઠ્ઠીથી ભુંગળી બનાવી મારા કાનમાં બહુ જ ધીમેથી કહ્યું, 'જરા પણ અવાજ જો થયો તો આપણી યુક્તિ બધી ખરાબ થઇ જશે.' આટલા શબ્દ સાંભળવા મારે બહુ મહેનત કરવી

પઠી. અને પછી મેં સાભળ્યું છે એમ બતાવવા મેં માથું ધુણાવ્યું.

'દીવો નહિં રખાય જાળીઆમાથી એને દેખાય'

મેં ફરીથી માથું ધુણાવ્યું.

'ઉંઘી જશો નહિ, ઉંઘી જતા જીવ જાય એવુ છે. વખતે જરૂર પડે માટે પિસ્તોલ તૈયાર રાખજો. હું ખાટલાને છેડે બેસુ છું. તમે ત્હણે પેટી પર બેસો.'

મેં પિસ્તોલ કહાડી અને મારી પાસેની પેટી પગ મુકી વસંતરાય એક લાબી ને પાતળી નેતરની મોટી જોડે લાવ્યા હતા, તે તેમણે પોતાની પાસે ખાટલા પર મુકી. તેની પાસે તેમણે દીવાસળીની પેટી મુકી અને એક મીણબત્તીનો કકડો મુકયો. પછી તેમણે ફાનસને ઉઘાડી દીવો ઓલવી નાખ્યો અને અમે અંધારામા રહ્યા.

એ ભયાનક જાગરણ હું કદી નહિ ભૂલુ. મારાથી કંઈ પણ અવાજ સંભળાતો નહોતો, શ્વાસોશ્વાસ પણ સંભળાતો નહોતો, અને તો પણ મને ખબર હતી કે મારાથી થોડે છેટે વસનરાય ઉઘાડી આખે બેઠા હતા. અને મારા જેવી જ અસ્વસ્થ ચિત્તાવસ્થામા તે હતા. જાળીઓનાં કમાડ વાસ્યા હતા તેથી કંઈ પણ ઉજાસ આવતો નહોતો. બહારથી કોઈ કોઇ વખત નિશાચર પક્ષીનો અવાજ આવતો હતો, અને એક વાર બારી આગળ જ બિલાડાના જેવો લાબો મંદ શબ્દ સંભળાયો તેથી જાણ્યું કે રાની બિલાડો જ છુટો ફરે છે જ. બાળ પગ એક ઘડિયાળ હતુ તે કલાકે કલાકે વાગતુ હતું. એક એક કલાક ત્રણ ત્રણ કલાક જેટલો લાબો લાગતો હતો. બાર વાગ્યા, એક વાગ્યો, બે વાગ્યા, ત્રણ વાગ્યા તો પણ અમે તો જે થવાનું હોય તેની વાટ જોતા બેઠા હતા

એવામા એકાએક ઉપર જાળીયા પાસે અજવાળું જણાયુ, પણ એક ક્ષણવાર રહી તરત પાછુ જતું રહ્યું. પણ તે પછી કેરોસીન તેલ બળતું હોય અને ધાતુ તપતી હોય એની વાસ આવવા માડી. જોડેના ઓરડામાં કોઇએ ચોર ફાનસ સળગાવ્યું હતું. કોઇ ફરતું

હોય એવો કાંઇ ધીમો અવાજ મને સંભળાયો અને પાછું બધું શાંત થઈ ગયું. વાસ તો વધતી જ જતી હતી. અડધા કલાક સુધી અવાજ સાંભળવા હું કાન દઇ બેસી રહ્યો. પછી એકદમ બીજો અવાજ સંભળાવા લાગ્યો. અવાજ નરમ અને સાંત્વનભર્યો હતો,–ઉકળતી ચાહદાનીમાંથી વરાળ નીકળ્યા કરતી હોય એવો અવાજ હતો. જેવો એ અવાજ સંભળાયો કે તે જ ક્ષણે વસંતરાય ખાટલાપરથી ઉઠી ઉભા થઇ ગયા. દીવાસળી સળગાવી અને નેતરની સોટીવતી પંખાની દોરીની ગાંઠપર ઘણા જોરથી ઝપાટા મારવા લાગ્યા. બુમ પાડી તે કહેવા લાગ્યા, 'દેખાય છે? કે રતિલાલ દેખાય છે કે?'

મારાથી તો કંઇ દેખાતું ન્હોતું, વસંતરાયે દીવાસળી સળગાવી તે ઘડીએ મેં એક ધીમી સીસોડી સ્પષ્ટ સાંભળી. પણ મારી પરિશ્રાન્ત આંખે એકાએક જે પ્રકાશ પડયો તેથી ઝાંઝવાં વળી ગયાં અને આમ ઉન્મત્ત થઈ વસંતરાય શેના પર ઝપાટા મારતા હતા તે સમજાયું નહિં. પણ એટલું તો મારાથી દેખાયું કે પ્રાણાન્ત આવ્યો હોય એવો તેમનો ચહેરો ફીક્કો થઇ ગયો હતો, અને ત્રાસ તથા કંટાળો ચહેરાપર ફેલાઇ રહ્યાં હતાં.

વસંતરાય ઝપાટા મારતા બંધ થયા અને ઉંચે જાળીઆ તરફ તાકીને જોવા લાગ્યા. એવામાં એકાએક રાત્રિની શાંતિ તુટી અને અત્યંત ભયાનક બુમ સંભળાઇ. એવી બુમ મેં જન્મારામાં કદિ સાંભળી નહોતી. વેદના ભય અને ક્રોધનો એ ત્રાસભર્યો શબ્દ વધારે ને વધારે મ્હોટો થતો ગયો, અને એ બધું મળીને ભયંકર ચીસ જેવું સંભળાતું હતું. કહે છે કે આખા ગામમાં અને આઘે આવેલા થાણામાં પણ આ બુમથી લોકો ઉંઘમાંથી જાગી ઉઠયા. અમારાં ગાત્ર શિથિલ થઈ ગયાં. હું વસંતરાય તરફ જોતો ઉભો, અને તે મારી તરફ જોતા ઉભા. આખરે એ શબ્દના પડઘા ધીમે ધીમે આવતા બંધ થઈ ગયા.

કષ્ટથી શ્વાસ લેતાં લેતાં મેં પૂછ્યું, 'એ શું થયું?'

વસંતરાયે કહ્યું, 'એ થયું એ કે બધું પુરૂં થઇ ગયું. અને આખરે ઠીક જ થયું છે. તમારી પિસ્તોલ લઈ લો. આપણે ઉદેરામના ઓરડામાં જઇએ.'

ગંભીર સ્હેરે વસંતરાયે ફાનસ સળગાવ્યું અને બારણું ઉઘાડયું. અમે ઓટલાપર ગયા. તેમણે બે વાર બારણું ઠોક્યુ પણ અંદરથી કોઈ બોલ્યુ નહિ ત્યારે ઉલાળો ઉઘાડીને અંદર પેઠા અને હું પણ પિસ્તોલના ઘોડો ચઢાવી તેમની પછાડી અંદર પેઠો.

બહુ તર્ગેહવાર દેખાવ અમારી નજરે પડયો. પેટીપર ચોર ફાનસ મુકેલું હતું. તેનું ઢાકણુ અડધું હતું, અને તેથી લોઢાની તિજોરીપર ઉજ્વલ પ્રકાશ પડતો હતો. તિજોરીનુ બારણું અડધું ઉઘાડું હતુ. ફાનસ પાસે પાટીઆંની ખુરશીપર ઉદેરામ બેઠા હતા. તેમણે લાંબો ડગલો પ્હેર્યો હતો અને ફક્ત તેમના પગની ઘુંટી દેખાતી હતી. પગમા જાડા તળીઆના મિરજાઇ જોડા હતા તેમના ખોળામા દહાડે અમે જોઇ હતી તે ચાબુક હતી. તેમની હડપચી ઉચી થયેલી હતી, અને છતના ખુણા તરફ જોઈ રહેલી તેમની આંખો ફ્હોળી થઈ જડ થઈ ગયેલી હતી. તેમના કપાળપર માથાની આસપાસ એક વિચિત્ર પટા જેવો પીળો બંધ બાંધેલો હતો. તેમા તપખીરીઆ રંગના ભુદ્દા હતા, અને બંધ સખત ખેંચીને વીંટાળેલો જણાતો હતો. અમે પેઠા પણ ઉદેરામ કંઇ બોલ્યા પણ નહિ તેમ હાલ્યા પણ નહિ. વસંતરાયે મારા કાન આગળ આવી કહ્યું, 'બંધ ! ભુદ્દાદાર બંધ !'

હું એક કદમ આગાડી ગયો. તરત માથાનું નવાઇ જેવું વેષ્ટન હાલવા લાગ્યું, તેમાથી ફ્હોળી થયેલી ફણા નિકળી અને વિકરાળ સર્પ છે એમ જણાયું.

વસંતરાયે કહ્યું, 'એ હળાહળ ઝેરવાળો નાગ છે. નાગ કરડયા પછી દશ સેકન્ડમાં ઉદેરામનો જીવ નીકળી ગયો છે. દુષ્ટ સાહસ કરનારને તેનું જ માઠું અંતે નડે છે. અને ખાડો ખોદે તે પડે છે આ સાપને તેના ઘરમાં પાછો મુકી દઈએ અને કેમરને કોઈ સહીસલા-

હોય એવો કાંઇ ધીમો અવાજ મને સંભળાયો અને પાછું બધું શાંત થઈ ગયું. વાસ તો વધતી જ જતી હતી. અડધા કલાક સુધી અવાજ સાંભળવા હું કાન દઇ બેસી રહ્યો. પછી એકદમ બીજો અવાજ સંભળાવા લાગ્યો. અવાજ નરમ અને સાંત્વનભર્યો હતો,–ઉકળતી ચાહેદાનીમાંથી વરાળ નીકળ્યા કરતી હોય એવો અવાજ હતો. જેવો એ અવાજ સંભળાયો કે તે જ ક્ષણે વસંતરાય ખાટલાપરથી ઉઠી ઉભા થઇ ગયા. દીવાસળી સળગાવી અને નેતરની સોટીવતી પંખાની દોરીની ગાંઠપર ઘણા જોરથી ઝપાટા મારવા લાગ્યા. બુમ પાડી તે કહેવા લાગ્યા, 'દેખાય છે? કે રતિલાલ દેખાય છે કે?'

મારાથી તો કંઇ દેખાતું ન્હોતું, વસંતરાયે દીવાસળી સળગાવી તે ઘડીએ મેં એક ધીમી સીસોડી સ્પષ્ટ સાંભળી. પણ મારી પરિ-શ્રાન્ત આંખે એકાએક જે પ્રકાશ પડયો તેથી ઝાંઝવાં વળી ગયાં અને આમ ઉન્મત્ત થઈ વસંતરાય શેના પર ઝપાટા મારતા હતા તે સમજાયું નહિં. પણ એટલું તો મારાથી દેખાયું કે પ્રાણાન્ત આવ્યો હોય એવો તેમનો ચહેરો ફીકકો થઇ ગયો હતો, અને ત્રાસ તથા કંટાળો ચહેરાપર ફેલાઇ રહ્યાં હતાં.

વસંતરાય ઝપાટા મારતા બંધ થયા અને ઉંચે જાળીઆ તરફ તાકીને જોવા લાગ્યા. એવામાં એકાએક રાત્રિની શાંતિ તુટી અને અત્યંત ભયાનક બુમ સંભળાઇ. એવી બુમ મેં જન્મારામાં કદિ સાંભળી નહોતી. વેદના ભય અને ક્રોધનો એ ત્રાસભર્યો શબ્દ વધારે ને વધારે મ્હોટો થતો ગયો, અને એ બધું મળીને ભયંકર ચીસ જેવું સંભળાતું હતું. કહે છે કે આખા ગામમાં અને આગ્રે આવેલા થાણામાં પણ આ બુમથી લોકો ઉંઘમાંથી જાગી ઉઠયા. અમારાં ગાત્ર શિથિલ થઈ ગયાં. હું વસંતરાય તરફ જોતો ઉભો, અને તે મારી તરફ જોતા ઉભા. આખરે એ શબ્દના પડઘા ધીમે ધીમે આવતા બંધ થઈ ગયા.

કષ્ટથી શ્વાસ લેતાં લેતાં મેં પૂછ્યું, 'એ શું થયું?'

વસંતરાયે કહ્યું, ' એ થયું એ કે બધું પુરૂં થઇ ગયું. અને આખરે ઠીક જ થયું છે. તમારી પિસ્તોલ લઈ લો. આપણે ઉદેરામના ઓરડામા જઇએ. '

ગંભીર ચ્હેરે વસંતરાયે ફાનસ સળગાવ્યુ અને બારણુ ઉઘાડ્યું. અમે ઓટલાપર ગયા. તેમણે બે વાર બારણુ ઠોક્યુ પણ અંદરથી કોઈ બોલ્યુ નહિ ત્યારે ઉલાળો ઉઘાડીને અંદર પેઠા અને હું પણ પિસ્તોલનો ઘોડો ચઢાવી તેમની પાછાડી અંદર પેઠો.

બહુ તરેહવાર દેખાવ અમારી નજરે પડયો પેટીપર ચોર ફાનસ મુકેલું હતું. તેનું ઢાકણુ અડધુ હતું, અને તેથી લોઢાની તિજોરીપર ઉજ્વલ પ્રકાશ પડતો હતો. તિજોરીનુ બારણુ અડધું ઉઘાડું હતું. ફાનસ પાસે પાટીઆની ખુરશીપર ઉદેરામ બેઠા હતા. તેમણે લાબો ડગલો પ્હેર્યો હતો અને ફકત તેમના પગની ઘુંટી દેખાતી હતી. પગમા જાડા તળીઆના મિરજાઇ જોડા હતા. તેમના ખોળામા દહાડે અમે જોઇ હતી તે ચાબુક હતી. તેમની હડપચી ઉંચી થયેલી હતી, અને છતના ખુણા તરફ જોઈ રહેલી તેમની આખો પ્હોળી થઈ જડ થઈ ગયેલી હતી. તેમના કપાળપર માથાની આસપાસ એક વિચિત્ર પટા જેવો પીળો બંધ બાધેલો હતો. તેમા તપખીરીઆ રંગના ભુટા હતા, અને બંધ સખત ખેંચીને વીંટાળેલો જણાતો હતો. અમે પેઠા પણ ઉદેરામ કંઇ બોલ્યા પણ નહિ તેમ હાલ્યા પણ નહિ વસંતરાયે મારા કાન આગળ આવી કહ્યું, ' બંધ ! ભુટાદાર બંધ ! '

હું એક કદમ આગાડી ગયો. તરત માથાનુ નવાઇ જેવું વેષ્ટન હાલવા લાગ્યું, તેમાથી પ્હોળી થયેલી ફણા નિકળી અને વિકરાળ સર્પ છે એમ જણાયું.

વસંતરાયે કહ્યુ, ' એ હળાહળ ઝેરવાળો નાગ છે. નાગ કરડયા પછી દશ સેકન્ડમાં ઉદેરામનો જીવ નીકળી ગયો છે. દુષ્ટ સાહસ કરનારને તેનું જ સાહસ અંતે નડે છે. અને ખાડો ખોદે તે પડે છે. આ સાપને તેના ઘરમાં પાછો મુકી દઈએ અને કેમરને કોઈ સહીસલા-

સત જગાએ મુકી આવીએ. પછી, પોલીસવાળા આવીને શોધી કહાડશે કે શું બન્યું છે.'

વસંતરાયે શબના ખોળામાંથી ચાબુક ઝડપથી ઉપાડી લીધી. તેનો દાંડો હાથમાં ઝાલી અને સાપની ડોક ચાબુકના ગળામાં લઇ તે વીંટાયો હતો ત્યાંથી તેને કહાડયો, અને આઘે હાથે તિજોરીમાં નાંખી દીધો. પછી તિજોરીનું બારણું બંધ કરી દીધું.—ગામના ઉદે-રામ ત્રવાડીના મરણનો ખરો હેવાલ આ પ્રમાણે છે. લંબાણ બહુ થયું છે માટે હવે વધારે વિસ્તાર કરતો નથી. ટુંકામાં એટલું જ કહું છું કે કેસર બહુ બીધેલી હતી, તેને અમે હકીકત કહી, અને પછી શહેરમાં તેના માસીને ત્યાં તેને લઈ ગયા. પોલીસની તપાસ બહુ લાંબી પ્હોંચી અને તેમાં આખરે નક્કી થયું કે પાળેલા સાપ સાથે વગર વિચારે રમત કરતાં ઉદેરામનું મોત થયું. જેટલું હજી મને સમજાયું નહોતું તેટલું વસંતરાયે બીજે દહાડે મને કહી સંભળાવ્યું.

પ્હેલાં મેં તદ્દન ખોટી જ ધારણા કરી હતી. અપૂર્ણ સાધનોથી અનુમાન બાંધવામાં કેટલું નુકસાન છે તે આથી જણાય છે. બાવાઓ અને જાદુગરો ત્યાં રહેતા, અને મરનાર સમરથે દિવાસળી સળગાવતાં એક ક્ષણભર જે જોયું હતું તે બતાવવા તેણે 'બંધ' શબ્દનો ઉચ્ચાર કર્યો હતો, એ વાતથી મેં ભૂલ ખાધી અને અવળે રસ્તે જ હું ચઢયો. પરંતુ જ્યારે મને સ્પષ્ટ સમજાયું કે ઓરડામાંના શખ્શપર જે ભય કારણ આવી પડયું હશે તે બારીમાંથી કે બારણામાંથી આવી શકે એમ નહોતું ત્યારે પ્રથમની ધારણાને વળગી ન રહેતાં મેં ફરી વિચાર કરી જોયો. મેં તમને કહ્યું છે તેમ જાળીઆપર અને ખાટલા પાસે લટકતી પંખાની દોરી પર મારૂં ધ્યાન તરત ખેંચાયું. જ્યારે મને માલમ પડયું કે એ દોરીથી પંખો ખેંચાતો નથી અને ખાટલો એકજ ઠેકાણે પથરાય એટલી જગા છે ત્યારે મને તરત વહેમ ગયો કે જાળીઆના બાકામાંથી કંઈ પથારી પર ઉતરી આવી શકે માટે એ દોરી મુકેલી હોવી જોઇએ. સાપ હશે એવી

મને તરત ધારણા થઇ, અને ઉદેરામ પાસે જંગલી જાનવર હતા અને જાદુગરો આવતા જતા હતા એ ધ્યાનમા લેતા મને લાગ્યું કે હું ખરે રસ્તે ચડ્યો છુ. ઉદેરામે તેજાનાનો ધધો કરેલો અને વળી લાંબો વખત કેદમા રહી આવેલો તેથી એને ખબર હશે કે સાપનું ઝેર શરીર ચીરી જોવાથી જણાઇ આવતુ નથી. મારી નાખવાનો આવો ગુપ્ત ઉપાય આવા ચતુર અને ઘાતકી માણસને સુઝી આવે તેમ છે. વળી એ ઝેરની અસર તરત થાય તેમા પણ એને ફાયદો હતો. તેમજ લાશને સાધારણ રીતે તપાસી જોનારાની નજરે સાપના ડંખના બે ઝીણા છેદ ન પડે. પછી સીસોટી વિષે મેં વિચાર કર્યો. સાપને એ ઓરડામાં મોકલ્યા પછી સવાર થતા પ્હેલા તો એને પાછો બોલાવી લેવો જ જોઈએ, નહિ તો દેખાઇ જાય. આપણે દૂધની તાસક જોઈ તેની લાલચે સીસોટી વગાડે ત્યારે પાછા આવવાની તેણે સાપને ટેવ પાડી હશે. મોડી રાત્રે કોઇ જાગે તેમ ન હોય ત્યારે તે સાપને જાળીઆમા મુકતો હશે. અને એમ કરે એટલે સાપ ભીંતમાં થઇ દોરી પર ઉતરી આવ્યા વિના રહે નહિ. અને તેમ કરતા પથારી પર આવે. પથારીમા ઉંઘનારને કરડે એ ખરો અને નએ કરડે. સાત આઠ દહાડા એમને એમજ પાછો જાય પણ તેના પર ઉંઘમા હાથ પડે કે કોઇ પણ કારણ થાય એટલે આખરે કરડ્યા વિના રહેજ નહિં. ઉદેરામના ઓરડામા પેસતા પ્હેલા આ અનુમાન મેં બાધ્યા હતા. ખુરશી તપાસી જોતા મને જણાયું કે જાળીએ પહોંચવા સારૂ તે ખુરશીના હાથાપર ઉભો રહેતો હતો. તિજોરી, તે પરની દુધની રકાબી, અને ચાબુકનો ગાળો, એ સહુ જોતા મનમા કંઇપણ શક રહ્યો હોય તે દૂર થઈ જાય એમ હતું. કેસરે ધાતુનો ખણખણાટ સાભળ્યો હતો, તે તેના કાકાએ સાપ તિજોરીમા મુકી એકદમ ઉતાવળમા બારણું વાસી દીધેલું તેથી જ થયેલો. આ પ્રમાણે મનમા ખાતરી કર્યા પછી એની ચોખ્ખી સાબીતી માટે મેં શા ઉપાય કર્યા તે તો તમને ખબર છે. આપણે કેસરના ઓરડામા હતા ત્યારે સાપનો સુસવાટ મેં સાભળ્યો હતો, અને તરે

પણ સાંભળ્યો જ હશે. સાંભળ્યો કે તરત મેં દીવાસળી સળગાવી અને સાપને મારવા માંડયો. તેથી તે પાછો ફરી જાળીઆમાં ગયો, અને અંદર ઉતરી પોતાના ધણીના શરીર પર ધસ્યો. મેં નેતરથી ઝપાટા માર્યા તેમાંના કેટલાક એને સખત વાગ્યા તેથી તે ખીજાવાયો અને દ્વેષી સાપની ટેવ પ્રમાણે જે માણસ પ્હેલો આવ્યો તેનાપર ધસ્યો. આ રીતે ઉદેરામ ત્રવાડીના મરણની જવાબદારી કંઇક અંશે મારાપર છે, પણ તેથી મને અંતઃકરણમાં ખેદ થતો નથી. કેમકે ખૂન થતું અટકાવતાં ખૂનીનો જીવ ગયો છે.*



*A. Conan Doyle વિરચિત The Adventures of Sherlock Holmes એ નામના પુસ્તકમાંથી The Speckled Band એ વાર્તાનું આ ઘણે અંશે ભાષાન્તર અને કંઇક અંશે અનુકરણ છે. ગયા અંકમાં "ચતુર્મુખ" ની કથા પ્રસિદ્ધ કરી હતી તે આ પુસ્તકની પદ્ધતિનો નમુનો લઇ રચેલી નવી સ્વતઃકલ્પિત વાર્તા હતી.

ર. મ. ની.

# ચીઠ્ઠી.

રજાનો દિવસ હતો અને હું ચોકમા હિંચકે બેસી નવલકથાનું પુસ્તક વાચતો હતો. નોકરે આવીને કહ્યું, 'કોઇ મળવા આવ્યું છે' મળવા આવનારને અંદર લાવવા મેં સંમતિ આપી. તેને મારી સામે પાટ ઉપર બેસાડી આવવાનુ પ્રયોજન પુછ્યું. તેણે મારા હાથમા પત્ર મુક્યો. પત્રના અક્ષર અજાણ્યા હતા અને તેમા સહી કરનારનું નામ પણ અજાણ્યું લાગ્યું. પત્રમા લખ્યુ હતું, 'હું ગઇ સાલ આપને આણંદ સ્ટેશને મળ્યો હતો તે યાદ હશે. બે ચહા વેચનારા પોતાની ચહાની તારીફ આપની આગળ કરતા હતા ત્યારે મેં કહેલું કે ટેબલ પર ચહાની દુકાન છે ત્યાની ચહા આ બન્નેથી સારી છે. કાગળ લાવનારની હકીકત સાંભળી તેની ઇચ્છા પ્રમાણે તેને મદદ કરવા મહેરબાની કરશો. તા. ક. આ માણસ મારા સગામા છે.' ચહાનો પ્રસંગ મારી સ્મૃતિમા નહોતો, અને આટલા જુજ ઓળખાણ પર ભારે બોજો મુકાય છે એમ મને લાગ્યું. પરંતુ **संबन्धमाभाषणपूर्वमाहुः** । (વાતચિત થઇ એટલે તરત મૈત્રી થયેલી ગણાય છે) એ રઘુવંશનું વચન લક્ષમા લઇ પત્ર લાવનારને તેની હકીકત કહેવા મેં કહ્યું, તે બોલ્યો,

'મારા ભાણેજ છગનલાલ માટે વહીવટદાર સાહેબ વધારે પગારની જગાની ભલામણ નથી કરતા છગનલાલને આ જગાએ અઢી વરસ થયા અને વર્તીપત્રકમા પિંજરાના મહેલ્લામાં એને ગાળો ખાવી પડેલી. પણ છગનલાલ રૂશવત ખાય છે એમ નોધણી કામદારે વહીવટદાર સાહેબના મનમા ખોટો વહેમ ઘાલ્યો છે. પણ નોધણી કામદારની મરજી એ જગા પોતાના ભાઇબંધ અમથાલાલના દીકરા છોટાલાલને અપાવવાની છે. બહારથી એમ બતાવે છે કે અમથાલાલ સાથે મારે ભાઇબંધી નથી. પણ, નોધણી કામદાર અહીં આવ્યા પહેલા સાવલીમાં હતા ત્યારે અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે

રહેતા હતા. એ કહે છે કે હું દસ ઘર છેટે રહેતો હતો તે ખોટું છે. ત્રણ ઘેર છેટે રહેતા હતા એવો પુરાવો હું આપ સાહેબને બતાવું.'

મેં કહ્યું, 'મારે એવો પુરાવો શું કામ જોવો પડે?'

'વહીવટદાર સાહેબની ખાતરી કરાય કે નોંધણી કામદારને અમથાલાલ સાથે ભાઇબંધી છે.'

'તમારે તેમની ખાતરી કરવી હોય તો તમે કરો.'

'નાયબ ફોજદાર સાહેબને પુછશો તો તે પણ હા કહેશે!'

'શાની હા કહેશે?'

'સાવલીમાં અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે નોંધણી કામદાર રહેતા હતા તેની. ઊંટની ચોરીની તપાસ કરવા નાયબ ફોજદાર સાહેબ ત્યાં ગયા હતા. રાવળીઆનું ઊંટ હતું અને બજાણીઆ ચોરી ગયા એવું ચારણ લોક કહેતા હતા.'

'આ બધી હકીકત મને કહેવાની શી મતલબ છે?'

'વહીવટદાર સાહેબ ઉપર આપ સાહેબ ચીઠ્ઠી લખી આપો કે છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે, તો એની ભલામણ કરે.'

'કયા ગામના વહીવટદાર અને તેમનું નામ શું?'

ચીઠ્ઠીના પ્રાર્થયિતાએ ગામ અને નામ કહ્યાં.

મેં કહ્યું, 'પણ, હું એઓ સાહેબને ઓળખતો નથી. કોઇ દિવસ હું એમને મળ્યો નથી.'

'પણ આપને તો એ નામે ઓળખતા હશે. આપનું નામ તો જાણીતું છે. એટલું લખી આપો કે, "છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે માટે ભલામણ કરશો." તો ગરીબ માણસનું કામ થાય.'

'હું છગનલાલને ઓળખતો નથી. એ ગામે હું કોઈ દિવસ આવ્યો નથી તો હું શી રીતે કહી શકું કે એ રૂશવત નથી ખાતો?

એ બચરવાળ છે તે બનાવવા તો તમે વહીવટદાર સાહેબ આગળ એના છોકરાને લઇ જઇ ઉભા કરજો. મેં કાંઈ એના છોકરા જોયા છે ?'

' નોધણી કામદારે ખોટો વહેમ ઘાલ્યો છે તેથી એ માર્યો જાય છે.'

'જુવો ભાઇ, હુ તમને નથી ઓળખતો, વહીવટદાર સાહેબને નથી ઓળખતો, નોધણી કામદારને નથી ઓળખતો, છગનલાલને નથી ઓળખતો, તો હું આ કામમા શી રીતે વચ્ચે પડુ ?'

'અમથાલાલની બધી ખટપટ છે. છોટાલાલને જગા અપાવવા માટે એ અમલદારોના કાન ભભેરે છે. ઉંટની ચોરીના કામમા પણ એણે ખટપટ કરેલી એનો કાકો પણ ખટપટીઓ છે.'

'તેમા મારે શુ ?'

'ગોવિંદલાલભાઇએ આપને કાગળ લખી આપ્યો છે આપ સિવાય મારે બીજો આધાર નથી '

ગોવિંદલાલભાઇ સાથે મેળાપ થયાનુ મને યાદ ગ્યું નથી, પણ, એમણે મને સભાર્યો તે મહેરબાની કરી છે. તમે એમના શા સગા થાઓ ?

'એમની દીકરીના દીકરાની સગાઈ મારા મામાની છોડી વેરે થવાની છે.'

'તમારી હકીકત મેં સાભળી લીધી. હુ ચીઠ્ઠી લખી આપી શકું તેમ નથી.'

'પણ સાહેબ, મારો ભાણેજ રુશવત ખાતો નથી અને બચરવાળ છે.'

'હું કયા કહું છુ કે રૂશવત ખાય છે અને બચરવાળ નથી ?'

'તો સાહેબ ચીઠ્ઠી—'

'ચીઠ્ઠીની વાત કરશો જ નહિ. હવે બધ કરો.'

છગનલાલના પ્રમાણિકપણા વિશે અને બહોળા કુટુંબ વિશે ઘણા આગ્રહના વચનો સાંભળી મારે એ માણસને આખરે વિદાય કરવો પડયો.

નવલકથા આગળ વાંચવી મેં શરૂ કરી. પણ, અડધું પાન વાંચ્યું એટલામાં તો બીજો મળનાર આવી, પહોંચ્યો. તેણે આપેલો કાગળ હું વાંચતો હતો એટલામાં તેણે પાટ પર બેઠાં બેઠાં ઉંચું ડોકું કરી તથા લાંબો હાથ કરી બુમો પાડી કે, 'જગાભાઇ! આવોને! ભગાભાઇ! આવોને! મગાભાઈ! આવોને!' એમ કહી બારણે ઉભેલા પાંચ છ માણસોને તેણે ચોકમાં બોલાવ્યા અને તેઓ આવી તેની જોડે પાટ ઉપર બેઠા. મને આપેલો કાગળ મારા ઓળખીતાનો હતો. તેથી આ પરિચય સકારણ ગણી મેં આગમન કારણ પૂછયું. પ્રથમ આવનારે કહ્યું,

'અમારા ગામમાં સરકાર સુધરાઈ ખાતું કાઢે છે.'

મેં કહ્યું, 'બહુ સારૂં.'

બધા બોલી ઉઠયા, 'શું બહુ સારૂં? કર નાખે તેથી અમે વેપારી માર્યા જઇએ!'

'ગામમાં રસ્તા થશે. દીવાબત્તી થશે. એ બધું કાંઈ કર નાખ્યા વગર થાય?'

'અમારે તો એમાંનું કાંઈ ના જોઇએ. નિશાળ તો હાલે છે તે સરકારને બંધ કરવી હોય તો બંધ કરે. છોકરા નજીકને ગામ જઇ ભણશે. પણ સુધરાઈ ના જોઇએ. અમારૂં ગામ તો ખાડા ટેકરાવાળું છે તેમાં સુધરાઇને શું કરવી છે? આજ લગી સુધરાઇ વિના ચાલ્યું અને હવે સુધરાઈ શા માટે કાઢે છે?'

'એ બધું મને શા માટે કહેવા આવ્યા છો?'

'દીવાન સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપો કે અમારા ગામમાં સુધરાઇ ના કાઢે.'

'એમ શી રીતે બને? રાજ દીવાન સાહેબને ચલાવવું અને હું અહીં બેઠો બેઠો ચીઠ્ઠીઓ લખું કે આમ કરજો અને આમ ના કરજો? ગજવહીવટના કામમા માથું મારવાનો મને શો હક?'

'આપ દીવાન સાહેબને લખો કે આ ગામ સુધરાઈ કાઢવા સરખું નથી. સુધરાઇથી ગામમા ખટપટ જાગશે માટે સુધરાઈ કાઢવી ન જોઇએ.'

'દીવાન સાહેબે તજવીજ કરીને અને કાગળો વાચીને જે અભિપ્રાય બાધ્યો હોય તે મારી ચીઠ્ઠીથી ફેરવી નાખે એ આપની માગણી વાજબી છે? જેને માથે ગજની જવાબદારી હોય તે નક્કી કરે કે ફલાણાં પગલા લેવા કે ન લેવા હું એમાં મારો અભિપ્રાય આપી શકું નહિ.'

'ભાઇએ તો કહ્યુ કે તમે જશો એટલે ચીઠ્ઠી લખી આપશે'

'મારે કેવી રીતે વર્તવુ એ નિર્ણય કરવાની થોડી ઘણી છુટ તો મને ખરી કે નહિ?'

એ ગામમા સુધરાઈ સ્થપાયાથી પડવાના દુઃખ વિશે અનેક કલ્પનાઓ સંભળાવી ડેપ્યુટેશન ઘણી આનાકાનીથી વિદાય થયુ.

નવલકથાનું પાનુ હું પુરૂ કરી રહ્યો એટલે એક વહોરાને લઈ એક માણસ આવ્યો તેણે કહ્યુ, '–ભાઇએ કહ્યુ છે કે આ વહોરાજીની હકીકત ખરી છે માટે એને ચીઠ્ઠી લખી આપવા જેવું છે.' સંદેશો કહી તે ચાલતો થયો અને વહોરાજીને બક્ષિસ રૂપે મુકતો ગયો. વહોરાજીને પુછતા માલમ પડયુ કે એક કોર્ટમા તેની અપીલ ચાલવાની હતી. તે કોર્ટના ન્યાયાધીશ પર તેને ચીઠ્ઠી જોઇતી હતી. મેં કહ્યું,

'ઇનસાફના કામમા ચીઠ્ઠી અપાય નહિં.'

'હું બી એવી ચીઠ્ઠી માગુંચ કે ઇનસાફ કરજો.'

'એવી ચીઠ્ઠીનો અર્થ એ થાય કે તમે સાધારણ રીતે ગેર-ઇનસાફ કરો છો પણ આ કામમા ઇનસાફ કરજો.'

'એઓ સાહેબ હમેસ ઇનસાફ જ કરે છે.'

'ત્યારે ચીઠ્ઠીની જરૂર શી ?

'ફક્ત જમની આંખ ને ડાબી આંખ જેટલો ફરક રાખે એતલી મારી અરજ છે.'

'મતલબ કે મારે લખવું કે આ વહોરાજી તરફ પક્ષપાત કરી ગેરઇનસાફ કરજો.'

'નહિં સાબ, આદમ જાતને ડાબા જમનીમાં ફરક કરવો પરે છે.'

'ઇનસાફ કરનારને તો જેનું ખરૂં હોય તે જમણો અને જેનું ખોટું હોય તે ડાબો. તમારૂં ખોટું જણાય તો પણ ન્યાયાધીશ તમને જમણા ગણે એવી ભલામણ શી રીતે કરી શકાય ?'

'ભાઇએ તો કહ્યું કે તમને જરૂર ચીથ્થી લખી આપસે.'

'એઓ સાહેબ તો મ્હોટા માણસ છે. એમણે આવી ભલામણ કરી તેથી નવાઈ લાગે છે. પણ ઇનસાફના કામમાં ન્યાયાધીશને હું કદી ચીઠ્ઠી લખતો નથી કે ભલામણ કરતો નથી.'

ડાબી જમણી આંખના ફરકની ફીલસુફી મને અનેક પ્રકારે ફરીફરીથી સમજાવી વહોરાજી ઘણી નામરજીથી વિદાય થયા. પરંતુ નવલકથા આગળ વાંચવાનું મારા નશીબમાં નહોતું. મારો જુનો વખતનો જાણીતો અને સરકારી નોકરીમાંથી બરતરફ થએલો એક કારકુન તરત દાખલ થયો. તેની બરતરફીના હુકમમાં રહેલી ભૂલો વિશે વિસ્તારી વિવેચન તેણે મને અનેક વાર સંભળાવ્યું હતું અને તેની પુનરુક્તિ માટે હું સજ્જ થયો. પરંતુ હવે તેણે જુદી દિશામાં વહાણ વાળ્યું હતું. તે બોલ્યો,

'મારી પ્રથમની નોકરી પાછી મેળવવાની માથાકુટ મેં મુકી દીધી છે, મને બીજી નોકરી મળે તો બસ છે. તમે મારા છોકરાને નિશાળમાં નોકરી અપાવી પણ ઇજનેર ખાતામાં નોકરી માટે મેં અરજી કરી છે માટે ઇજનેર સાહેબ પર મને ચીઠ્ઠી લખી આપો કે

એમના ખાતામા જો નોકરી માટે લાયક હોય તો મને ગમે. અને ઇજિનેર સાહેબના ઉપરી સાથે તમારે ઓળખાણ હોય તો તેમના પર પણ ચીઠ્ઠી લખી આપો. અને, વસુલાત ખાતાના જે મ્હોટામા મ્હોટા અધિકારી સાથે તમારે પિછાણ હોય તેના પર ચીઠ્ઠી લખી આપો, કે તમારા તાબાના મ્હોટા અધિકારીઓને ભલામણ કરજો કે રૂ. ૭૫ ) ની જગા ખાલી પડે ત્યારે પહેલી આ માણસને આપે. અને જંગલખાતાના જે ઉપરીને તમે ઓળખતા હો તેના પર ચીઠ્ઠી લખી આપો કે ખાલી પડતી જગા આ માણસને આપજો. અને હાલ જગા ખાલી ન હોય તો નવી જગા કહાડી આ માણસને આપજો. તમે લખશો તો જરૂર નવી જગા કહાડશે મીઠા ખાતાના ઉપરીને તો તમે ઓળખો છો માટે તેના પર ચીઠ્ઠી લખી આપો કે મારો માણસ છે માટે એને જગા આપ્યા વગર ચાલે તેવુ નથી; કોઈ એની વિરુદ્ધ કાંઈ કહે તો સાંભળશો નહિ.'

' તેના કરતા હું તમને ગવર્નર જનરલ સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપુ તો કેમ ?'

' શી ચીઠ્ઠી લખી આપશો ?'

ચીઠ્ઠીમા એમ લખું કે આ માણસને સરકારી તીજોરી-માંથી એક લાખ રૂપીઆ આપજો, કેમકે નાણા વિના એ બહુ દુઃખી થાય છે.'

' તમારે મન તો મશ્કરી છે પણ અમે કામ ધંધા વગર હેરાન થઈએ છીએ.'

' ત્યારે તમે જુદા જુદા અમલદારો પર મારી પાસે અણુઘટતી ચીઠ્ઠીઓ લખાવી મારી હાંસી કરાવવા પ્રયત્ન કરો છો એ તમારા ધ્યાનમા નથી આવતુ ? એવી માગણી હું કરૂ તે તેઓ સ્વીકારી શકે ખરા ?'

' માગણી કરવામા તમારૂ શુ જાય છે ? મારૂ નસીબ હશે તો કોઈ ઠેકાણે જોગવાઈ થઈ જશે.'

'એઓ સાહેબ હમેસ ઈનસાફ જ કરે છે.'

'ત્યારે ચીઠ્ઠીની જરૂર શી?

'ફક્ત જમની આંખ ને ડાબી આંખ જેટલો ફરક રાખે એટલી મારી અરજ છે.'

'મતલબ કે મારે લખવું કે આ વહોરાજી તરફ પક્ષપાત કરી ગેરઇનસાફ કરજો.'

'નહિં સાબ, આદમ જાતને ડાબા જમનીમાં ફરક કરવો પરે છે.'

'ઇનસાફ કરનારને તો જેનું ખરૂં હોય તે જમણો અને જેનું ખોટું હોય તે ડાબો. તમારૂં ખોટું જણાય તો પણ ન્યાયાધીશ તમને જમણા ગણે એવી ભલામણ શી રીતે કરી શકાય?'

'ભાઇએ તો કહ્યું કે તમને જરૂર ચીથ્થી લખી આપસે.'

'એઓ સાહેબ તો મહોટા માણસ છે. એમણે આવી ભલામણ કરી તેથી નવાઈ લાગે છે. પણ ઈનસાફના કામમાં ન્યાયાધીશને હું કદી ચીઠ્ઠી લખતો નથી કે ભલામણ કરતો નથી.'

ડાબી જમણી આંખના ફરકની ફીલસુફી મને અનેક પ્રકારે ફરીફરીથી સમજાવી વહોરાજી ઘણી નામરજીથી વિદાય થયા. પરંતુ નવલકથા આગળ વાંચવાનું મારા નશીબમાં નહોતું. મારો જુના વખતનો જાણીતો અને સરકારી નોકરીમાંથી બરતરફ થએલો એક કારકુન તરત દાખલ થયો. તેની બરતરફીના હુકમમાં રહેલી ભૂલો વિશે વિસ્તારી વિવેચન તેણે મને અનેક વાર સંભળાવ્યું હતું અને તેની પુનરુક્તિ માટે હું સજ્જ થયો. પરંતુ હવે તેણે જુદી દિશામાં વહાણ વાળ્યું હતું. તે બોલ્યો,

'મારી પ્રથમની નોકરી પાછી મેળવવાની માથાકુટ મેં મુકી દીધી છે, મને બીજી નોકરી મળે તો બસ છે. તમે મારા છોકરાને નિશાળમાં નોકરી અપાવી પણ ઇજનેર ખાતામાં નોકરી માટે મેં અરજી કરી છે માટે ઇજનેર સાહેબ પર મને ચીઠ્ઠી લખી આપો કે

એમના ખાતામા જો નોકરી મારે લાયક હોય તો મને રાખે. અને ઇજિનેર સાહેબના ઉપરી સાથે તમારે ઓળખાણ હોય તો તેમના પર પણ ચીઠ્ઠી લખી આપો. અને, વસુલાત ખાતાના જે મ્હોટામા મ્હોટા અધિકારી સાથે તમારે પિછાણ હોય તેના પર ચીઠ્ઠી લખી આપો, કે તમારા તાબાના સહુ અધિકારીઓને ભલામણ કરજો કે રૂ. ૭૫ ) ની જગા ખાલી પડે ત્યારે પહેલી આ માણસને આપે. અને જંગલખાતાના જે ઉપરીને તમે ઓળખતા હો તેના પર ચીઠ્ઠી લખી આપો કે ખાલી પડતી જગા આ માણસને આપજો. અને હાલ જગા ખાલી ન હોય તો નવી જગા ક્હાડી આ માણસને આપજો. તમે લખશો તો જરૂર નવી જગા કહાડશે મીઠા ખાતાના ઉપરીને તો તમે ઓળખો છો માટે તેના પર ચીઠ્ઠી લખી આપો કે મારો માણસ છે માટે એને જગા આપ્યા વગર ચાલે તેવું નથી, કોઈ એની વિરુદ્ધ કાંઈ કહે તો સાભળશો નહિ.'

'તેના કરતા હું તમને ગવર્નર જનરલ સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપુ તો કેમ ?'

'શી ચીઠ્ઠી લખી આપશો ?'

ચીઠ્ઠીમા એમ લખું કે આ માણસને સરકારી તીજોરી-માથી એક લાખ રૂપીઆ આપજો, કેમકે નાણા વિના એ બહુ દુ:ખી થાય છે.'

'તમારે મન તો મશ્કરી છે પણ અમે કામ ધંધા વગર હેરાન થઈએ છીએ.'

'ત્યારે તમે જુદા જુદા અમલદારો પર મારી પાસે અણઘટતી ચીઠ્ઠીઓ લખાવી મારી હાસી કરાવવા પ્રયત્ન કરો છો એ તમારા ધ્યાનમા નથી આવતુ ? એવી માગણી હૂ કરૂ તે તેઓ સ્વીકારી શકે ખરાકે ?'

'માગણી કરવામા તમારૂ શુ જાય છે ? મારૂં નશીબ હશે તો કોઈ ઠેકાણે જોગવાઈ થઈ જશે.'

‘ તમારે મન તો એમ કે વાગે તો તીર નહિંતર ટપ્પો ! હું મૂરખ ગણાઉં તેની તમને ચિંતા નથી. ’

‘ સાહેબ, આટલી ઉમ્મરે મારી નોકરી ગઈ. હવે હું શો ધંધો કરૂં ? બરતરફ થયેલા માણસને નોકરીમાં રાખવા કોઈ ખુશી ના હોય એ શું વાજબી છે ? પરમેશ્વરને કોઈ કહેનાર નથી કે એ લોકોને આવી કુબુદ્ધિ કેમ આપે છે ? ’

‘ મને એવો વિચાર આવે છે કે બધું રહેવા દઇ હું તમને પરમેશ્વર પર ચીઠ્ઠી લખી આપું કે “ આ માણસને સ્વર્ગમાં દાખલ કરજો. એણે કાંઈ પુણ્ય કર્યાનું તો મારા જાણવામાં નથી પણ એ મારો ઓળખીતો છે. ” પછી તમારે આ દુનિયાની વાતોની કાંઇ પરવા જ કરવાની નહિં, અને તમે સ્વર્ગમાં જઈ તમારા તરફ થયેલા અન્યાય વિશે પરમેશ્વર સાથે સવાલ જવાબ કરજો. ’

‘ હજી તો મારે ઘણું જીવવું છે. રસ્તો ખોદનારા મજુરોની હાજરી લખવાની હંગામી નોકરી મને મળે તેવી ચીઠ્ઠી લખી આપો એટલે બસ છે. હું રૂશવત લીધા માટે બરતરફ થયો નથી પણ વગર રજાએ ગેરહાજર રહ્યા માટે બરતરફ થયો છું એટલું ચીઠ્ઠીમાં સમજાવજો. ’

ચીઠ્ઠી લઈ તે વિદાય થયો. પણ, સૂર્ય આથમે ને ચંદ્ર ઉગે તેમ તેની પીઠ અદૃશ્ય થઈ ને તરત એક ‘ કંત્રાટી ’ દાખલ થયો. તેણે એક મ્યુનિસિપાલિટીની નિશાળનું મકાન બાંધવાનો કોન્ટ્રાકટ રાખ્યો હતો, પણ બાંધકામમાં ચુનાને ઠેકાણે છારૂં વાપર્યું હતું, ઇંટો પાકી લાલને બદલે આમરસી વાપરી હતી. લાકડાં મલબારી સાગને બદલે વલસાડી સાગનાં વાપર્યા હતાં, પાટીઆં આખાંને બદલે ફાટોવાળાં વાપર્યા હતાં, વળીઓ ઓછી જાડાઈની વાપરી હતી અને સ્ક્રુને બદલે ખીલા વાપર્યા હતા, પાયા શરત પ્રમાણે ઉંડા કર્યા નહોતા: એવાં કારણોથી મ્યુનિસિપાલિટી તરફથી કોન્ટ્રાકટના પૈસા

